# 卐 ભક્તિ પદ સંગ્રહ. 卐



છપાવી પ્રગટ કરનાર:—

સત્સંગ મંડલ શ્રી નરનારાયણ મંદિર, કાલબાદેવી મુંબઈ ૨

# ભક્તિ પદ સંગ્રહ.



છપાવી પ્રગટ કરનાર—

સત્સંગ મંડલ શ્રી નરનારાયણ મંદિર, કાલબાદેવી મુંબઈ ૨



શ્રી નરનારાયણ મંદિરમાં, જૂદા જૂદા ધર્મના સાધુ સંતો ભક્તો વિગેરે વારંવાર પધારતા ત્યારે સત્સંગ મંડળમાં પોતાના ભજનો ગાઈ કંઈ કંઈ શુભવાત સંભળાવી જતા.

તેમાંથી જે ભજનો સારા લાગ્યા તે સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયારે ઉતારી લઈ "ભજન સાગરમાં" પ્રસિદ્ધ કર્યા હતા.

તેની એક પછી એક એમ ૧૩ આવૃતીઓ કાઢવી પડી અને તે હાથોહાથજ ખપી ગઈ.

આ સંગ્રહ પણ એવીજ રીતે ઉતારી લીધેલા ભજનોના છે.

નરસિંહ મહેતા, તુલસીદાસ, સુરદાસ, મીરાંબાઈ કબીર, નાનક વિગેરે મહાન ભક્તો તથા સ્વામીનારાયણ ધર્મના બ્રહ્માનંદ, પ્રેમાનંદ, મુક્તાનંદ, દેવાનંદ નિષ્કુળાનંદ આદિ ત્યાગી સાધુઓની; નીતિ ભક્તિ ને જ્ઞાન વૈરાગથી ઉભરાતી આ વાણી છે.

મહાન પવિત્ર પુરૂષોની પવિત્ર વાણી પોતાના વર્તણુંકમાં ઉતારી માણસો પોતાના અંતર પવિત્ર કરે અને તેમાં જે જે દોષ દેખાતા હોય તે દુર કરે એવી અભિલાષા આવા પુસ્તક છપાવનારા ધરાવે એ તો સ્વભાવિકજ છે.

આ પુસ્તક ઘણી ઉતાવળથી છપાવવામાં આવ્યું છે એટલે તેમાં ક્યાંક ક્યાંક ભૂલો રહી ગઈ છે તે લક્ષમાં છે, નવી આવૃત્તિ છપાવવાની તક મળે તેમાં યોગ્ય સુધારો થશે.

આજ ઘણા વર્ષોથી શ્રી નરનારાયણ મંદિરમાં સાંજના સત્સંગ અર્થે સ્ત્રીઓ એકત્ર થાય છે તેમાં આ પદો બોલાય છે જો તેનો સારો લાભ લેવાશે તો આગળપર બીજા પણ એવા ભજનોના સંગ્રહ પ્રગટ થશે.

———:o:———

# ભક્તિ પદ સંગ્રહ.

૧

હાંરે એવા દુર્લભ શ્રી ભગવાન છે રે,
જેનું નરને નારાયણ નામે છે રે-એવા
જેને વેદ ઉપનિષદો ગાય છે રે,
દેવ દેવી જેને વારણે જાય છે રે-એ૦
જોગી વનમાં વસે છે જેને કારણે રે,
મુક્ત કોટી કોટી જાય એને વારણે રે એ૦
એતો અખિલ ભૂવન પતિ એક છે રે,
એને અધમ ઉધારવાની ટેક છે રે-એ૦
હું તો જોઇને જીવું છું એની મુર્તિ રે,
હવે અળગી ન મેલું ઉરથી રે-એ૦
મારે એકજ આશ ઘનશ્યામની રે,
હું તો માળા જપું એના નામની રે-એ૦
એવા મોંઘા હરિ તે સોંઘા થયા રે.
પ્રેમાનંદના ઉપર કીધી દયા રે-એ૦

૨

ભજો નર નારાયણ દેવા ભજો નર નારાયણ દેવા
જન્મારો સફળ કરી લેવા ભજો નર નારાયણ દેવા
પશુ પંખીનો દેહ મટાડી, કીધાં પોતાના જેવા ભજો.
નારાયણનું નામજ લેતા ઉગર્યાં અજામેલ જેવા ભજો.
અધમ પાપીઓને ઉધારવાના એને પડયા છે હેવા ભજો.
નૌતમ નવલ છબી ઉરધારી બ્રહ્માનંદ સુખ લેવા ભજો.

# નરસિંહ મ્હેતાના પદ.

૩

અનુભવીયા રસ માણે મારી સજની, જે જાણે તે જાણે રે અનુ.
એ અનુભવ દેવોને દુર્લભ, સનક સનંદન ભોગી રે
એ રસ શિવ કૈલાશે માણે, જાણે શુકદેવ જોગી રે અનુ.
ચૌદ લોકથી અપાર જે કહીએ. તે આનંદ સુખરાશી રે
જયાં પરમાનંદ ત્યાં હોય આનંદ, અનંત અચળ અવિનાશી રે અનુ.
એ આનંદ રસ જે પીયે તે, પામે પરમ સુખ ધામજ રે
નરસૈયાનો સ્વામી એવો, આનંદ પૂરણ કામજ રે અનુ.

૪

સાધુ સાચે ભજો ચરણ ગોવિંદના માનવી દેહ તે તત્વ કહીએ
રામ કહો કૃષ્ણ કહો ગોવિંદ ગોપાલ કહો, નામ લેતા સુખ સર્વ લઈએ સા.
હરિને ભજવા સદા અમર ઇચ્છા કરે, મુઢ તું તે અરે કાં વિસારે
ભણે નરસૈયો ચતુર નર તે ખરો. હરનિશ હૃદયે હરિનામ ધારે સા.

૫

મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદસું, કર્મના જીવ તે મર્મ બોલે
ધર્મ ધુરંધરા એને જાણ્યાવિના રત્ન, ગુંજા કરે એક તોલે મેં.
ભક્તને સુગમ જે નિગમને અગમતે, પાર જેનો કોઇએ ન લીધો
રામની રૂચી તેને રૂચે નહિ કામની, પ્રેમરસ પ્રીતકરી જેણે પીધો મેં.
સચ્ચિદાનંદને ભજતા આનંદ હોય. આનંદ હોય ત્યાં કલેશ ન્હોય
નરસૈયો મુઢમતી ગાય એમ ગુણ કથી, બ્રમ્હ ભજવા થકી મોક્ષ હોય મેં.

૬

હરિનામ વિના નર સુતકી એને અડવાનો અધિકાર નહિ
પ્રભુતજી અવર ઉપાસે જે, ધિક ધિક તેનો અવતાર સહી હરિ.
હરિ રંગે રાતો રહેગુણ ગાતો, કરતો ગોવિંદ ગાન રે
પ્રેમ ભક્તિરસ મગ્ન શ્યામનું, નિશદીન ધરતો ધ્યાન રે હરિ.
તપ કરે તિરથ કોટી કરે કોઈ, નહિ આવે તે તોલે
ભણે નરસૈયો ધન્ય ધન્ય શ્રી રામકૃષ્ણ મુખ બોલે રે હરિ.

૭

ઓ ભાઇ! મને હરિ ગુણ ગાવાની ટેવ પડી
મ્હારા નાથને મુકું ના એક ઘડી મને હરિગુણ ગાવાની ટેવ પડી.
વિંધાયુ મન મુજ ના રહે અળગું પ્રભુ સાથે મ્હારે પ્રીત જડી મને.
એ વિણ અન્ય હવે નવ રૂચે, ચિંતામણી મુજ હાથે ચડી મને.
ભણે નરસૈયો પ્રભુ ભજતા એમ ભવ ભય ભ્રમણા સઘળી ટળી મને.

૮

મન માન્યુ મ્હારૂં મોહનસું વશ કરી લીધો શાને રે
બોલ્યું ન ગમે બીજાનું હવે કામણ કીધાં કહાને રે મન.
મૃગ સઘન વનના વિંધાયે મોરલી નાદ સુણી કાને રે
તેમ વિંધાઇ રહ્યું મન મારૂં ગોવિંદજીના ગાને રે મન.
જે જે રાગ જેને હોય વ્હાલો તે રીજે તે તાને રે
નરસૈયો રસભર મન રીજે હરિરસ અમૃત પાને રે મન.

૯

આનંદના ઓઘ વળીયા આંગણીયે   મહા આનંદના ઓઘ વળીયા
અષ્ટમા સિધ્ધી આવી સામે ઉભી,   કળશ કનકના ઢળીયા   આંગ.
પરબ્રહ્મ પૂર્ણાનંદને પામી,   તાપ ત્રીવિધીના ટળીયા   આંગ.
મ્હેતા નરસૈયાના સ્વામીને ભજતા,   હરિસન્મુખ થઇ મળીયા   આંગ.

૧૦

મને કૃષ્ણ જોવાના કોડ સૈયર ચાલોને
હું તો લાગું તમને પાય માંગ્યું આલોને
ડેરે ડેરે દીવા કરૂં ને પૂજું સઘળા દેવરે
શ્યામના સાથ મિલાવો શંભુ કરૂં તમારી સેવ   સૈયર.
સાસુ અમારી જશોમતી છે સસરો શ્રી નંદરાય રે
કૃષ્ણ કોડીલો પ્રીતમ સાસરૂં ગોકુલગામ ગણાય   સૈયર.
ગોકુલ ગામની ગોવાલણી એનો શ્યામ થયો ચિતચોર રે
મોહન મોહન રટતી મુખે જેના ઉરપર નાચે મોર   સૈયર.
હરિલીલા ગુણગાન કરે તેનો વૈકુંઠ મધ્યે વાસ રે
ગાય શિખે ને સાંભળે નિત્ય નરસૈયો દાસનો દાસ   સૈયર.

૧૧

ભોળીરે ભરવાડણ હરિને વેચવાને ચાલી રે
ગિરીવર ધારીને ઉપાડી મટુકીમાં ઘાલી રે ભોળી.
શેરીએ શેરીએ સાદ પાડે કોઇને લેવા મુરારીરે
નાથ-અનાથનો વેચે ચોટા વચ્ચે આહિર નારીરે—ભોળી

વ્રજનારી પુછે શું છે માંહી મધુરી મોરલી વાગીરે
મટુકી ઉતારીને જોતાં મુર્છા સૌને લાગીરે—ભોળી.
બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા કૌતક ઉભા પેખેરે
ચૌદ લોકમાં ન માય તે મટુકીમાં બેઠેલા દેખેરે—ભોળી.
ભકત જનોના ભાગ્યે વ્રજમાં પ્રગટયા અંતર જામીરે
દાસલડાને લાડ લડાવે નરસૈયાનો સ્વામીરે—ભોળી.

૧૨

ભલે સરજ્યાં અમે લોક ભરવાડાં, નિત્ય વલોણાં વલોવતારે લોલ—ભલે.
લાખ લાખ ધેનુ ખાવા નંદ ઘેરે દુઝે મેરૂ રવૈયો ઘાલીરે લોલ—ભલે.
એકપા ઘુમે રાધીકા ગોરાં એકપા કાનજી કાળારે લોલ—ભલે.
હળવે હળવે ઘુમજે કાનીયા ગોળી નંદાશે મારીરે લોલ—ભલે.
હળવે હળવે ઘુમે જો કાના તો બચકાં આપીશ બોરાંરે લોલ—ભલે.
આપણે બે ખેતરમાં બોરાં ખાઇસું છોરાં તે ચારશે ઢોરારે લોલ—ભલે.
સાતે સાયરની ગોળીરે કીધી ચંદાને સુરજ બે શાખીરે લોલ—ભલે.
કાળી તે નાગના નેતરાં કીધાં મેરૂનો કીધો રવૈઓરે લોલ—ભલે.
સ્હેજે મળ્યો મ્હેતા નરસૈંનો સ્વામી સાત સાયર વલોવતારે લોલ—ભલે.

૧૩

કુબજાને કહેજોરે ઓધવ એટલું
હરિહીરો આવ્યો છે તારે હાથ જો.
કુબજાને કહેજોરે ઓધવ એટલું
એને તો આઘોરે ઘડી નવ કીજીએ
ઘેલી કદી પણ નહિ કરતી અહંકારજો

શિવ વિરંચી સરખાને એ જડયો નથી
ઋષિ મુની ખોળે પામ્યા નથી હજી પારજો  કુબજા.
કંસ તણા ઘરની દાસી કુબડી
પામી સુંદર શામળીયો ભરથારજો
નરસૈયાનો શ્વામી અગમ સ્હેજે મળ્યો
વ્હાલો આવાગમન નિવારણ હારજો કુબજા.

૧૪

દ્વારકાના વાસીરે અવસરે આવજોરેજી, રાણી રૂકમણીરે કેરા કંથ
દુષ્ટ દુર્યોધનરે લાગ્યો મને પીડવારેજી, પ્રભુ મારા ચોગમ ન્યાળું
તારો પંથ–દ્વાર
ગજને મુકાવ્યોરે અણીસમે ગ્રાહુથકીરેજી, કીધી તમે સુધન્વાની વ્હાર,
નરસિંહ રૂપેરે હિરણ્ય કશિપુ હણ્યોરેજી, ભકત પ્રહલાદનો કીધો
ઉદ્ધાર–દ્વાર.
વસમી આ વેળારેવ્હારે ચઢજો વિઠલારેજી,ધાજો પ્રભુ દ્રૌપદી માટે નિર્ધાર
ગરૂડે ચઢીનેરે ગોવિંદ પધારજોરેજી વિનવે દાસ નરસૈયો વારંમવાર-દ્વાર.

૧૫

તમારો ભરોસો મને ભારીરે
સીતાના સ્વામી તમારો ભરોસો મને ભારી
રંક ઉપર વ્હાલો ચમર ઢોલાવે, ભુપને કીધા ભીખારી રે  સીતા.
નખ વધારી હિરણ્યાકસ્ય માર્યો, પ્રહલાદ લીધો ઉગારી રે  સીતા.
પાંડવોની વ્હારે સહાયજ કીધી, લાખા ભુવનમાં મેલીબારી રે  સીતા.
ભલે મળ્યો મ્હેતા નરસિંહનો સ્વામી, નામ ઉપર જાઉં વારી રે  સીતા.

૧૬

## તુલસીદાસના પદ.

દિનકો દયાળ છોડી કૌન શરણુ જાઉં
કૌન શરણુ જાઉં પ્રભુ કૌન ગુણ ગાઉં—દિનકો.
પ્રભુ ગરીબ કે નિવાજ મેં ગરીબ તેરા
એક બેર કહો દયાળ તુલસીદાસ મેરા—દિનકો

૧૭

રામ નામ અધાર અબ મોહે રામ નામ આધાર
રામ નામ જપ જપો અહરનિશ, એહિ જગતમેં સાર-અબ.
નામ સદા સુખદાયક શુભ વર્તાવે મંગળ ચાર-અબ.
નામ લેત દુઃખ દારૂન નાશત. નામ કરે ભવપાર-અબ.
તુલસીદાસ પ્રભુ બીનતી કરત હૈં, ચરણ કમલ નિરતાર-અબ.

૧૮

તેરી ગતિ હોયગી પ્રાણી, રામ ગુણ ગાયકે
રામ ગુણ ગાય કે ગોવિંદ ગુણ ગાય કે-તેરી.
કહા ભયો કાશીકો વસવો કહા ભયો તિરથ નાયકે
કહા ભયો શિર લોંચન કીને, કા ભયો જટા બઢાય કે-તેરી.
કા ભયો તપ તીરથ વ્રત કર, કા ભયો ભભુત લગાય કે
તુલસીદાસ આશ રઘુવરકી, ચરણ કમલ ચિત લાયકે-તેરી.

૧૯

સાચે મનકે મીતા રઘુવીર સાચે મનકે મીતા
કળ શીબરી કાશીકું ધાઇ કહાં પઢી આઇ ગીતા—રઘુ
જુઠે ફુલ તાકે પ્રભુ ખાયે વાનર કીયે પુનીતા—રઘુ.
રાજ્ય દીયો વિભીષણુ કું જેહિ બંધુ હરણુ કી સીતા—રઘુ.
તુલસીદાસ પ્રભુ શુદ્ધ ચિત્ત માનત સો જન જગમેં જીતા-રઘુ.

૨૦

મેં હરિ પતિત પાવન સુને
મેં પતિત તુમ પતિત પાવન દોઉ બાનક બને-મેં.
ઔાર પતિત અનેક ઉદ્ધારે જાત ન કાહુકી ગને
તુલસીદાસ પતિત મેં નામી શરણુ રાખો અપને-મેં.

૨૧

અયોધ્યા મેરી ખીલ રહી ઘર આયે સીયા લછમન રામ અ.
બાગ ખીલે બગીચા ખીલે પુલી વનકી વેલી
નગર લોક સબ એસે પુલે શોભા વર્ણી ન જાઇ અ.
સીતા રામ સિંહાસન બેઠે લછમન ચમર ઢોલાવે
માત કૌશલ્યા કરત આરતી, તુલસીદાસ ગુણુગાવે અ.

૨૨

જાનકી નાથ સ્હાય કરે ફીર કોન બીગાર કરે નરતેરો.
સુરજ મંગળ સોમ ભૃગુ સુત બુધ ગુરૂ બને વરદાયકતેરો.

રાહુ કેતુકી ચલે નહિ કછુ કયા કરે બાપુરો શનીચર ચેરો જા.
દુષ્ટ દુશાસન નિબંળ દ્રૌપદી ચીર ઉતારે કુમંતર પ્રેરો
જાકી સ્હાય કરી કરૂણાનિધી બઢ ગયો ચીર સુમાર ઘણેરો જા.
ગર્ભમેં રાખ્યો પરીક્ષિત અશ્વત્થામાને અસ્ત્ર શસ્ત્રસું ઘેર્યો
ભારતમેં ભરવીરકે અંડા તાપર ગજકો ઘંટા ગેરો જા.
જાકી સ્હાય કરે કરૂણા નિધી; તાકો જગમેં ભાગ્ય બડેરો
રઘુવીર સંતનકે સુખદાયક તુલસીદાસ ચરણનકો ચેરો જા.

૨૩

ભજો રઘુવર શ્યામ જુગલ ચરના
જુગલ ચરના વાંપે ચિત ધરના ભજો

ઇતહિં અયોધ્યા નિર્મલ સરજુ, ઉત મથુરા શિતલ જમુના.
ઇત કૌશલ્યા મૈયા ગોદ ખેલાવે, ઉત જશોદાજી ઝુલાવે પલના.
ઇત કીરટ મુગટ શિર રાજે, ઉત શિર મોર મુગટ ધરના.
ઇત ધનુષ્ય બાણુ કર સોહત, ઉત મોરલી મુખપર ધરના.
ઇત ચરણસે અહલ્યા ઉધ્ધારી, ઉત કુબજા સંગ કીયો રમના.
ઇત શાયર પર શિલા ઉતારી ઉત ગિરીવર નખપર ધરના.
ઇત રાવણ દશ મસ્તક છેદે, ઉત કંશ મારી પ્રાણ હરના.
ઇત તુલસી ઉત સુર કહાવે, જુગલ ચરણ પર ચિત ધરના.

૨૪

રામ નામ ગુણ ગાના કર મન રામ નામ ગુણ ગાના
સનક સનંદન સનત્કુમાર કહે નારદ ચેહિ બખાના કર.

| | | |
|---|---|---|
| યાજ્ઞવલ્કય ભરદ્વાજ સોં બોલે | તિરથરાજ સુહાના | કર. |
| રામ નામકી યે પ્રભુતાઈ | ગુનિકા ચઢી વિમાના | કર. |
| કાગભુસંડી કહે ખગપતિસું | નિશ્ચય નિર્ણય ઠાના | કર. |
| ઋષિ કૃપાસે શબરી ગાયો, | મિલી પ્રભુસે આના | કર. |
| પ્રેમસહિત વાકે ફલ ખાયે | પહુંચાઇ નિજ ધામા | કર. |
| કામક્રોધ મદ લોભ નિવારન, | શિવ ઉમા કુંદે જ્ઞાના | કર. |
| રામ નામકી મહિમા મોટી, | મેં ઐસા અનુમાના | કર. |
| તુલસીદાસ ધન્ય ધન્ય વ-સાધુ | ગાવે વેદ પુરાના | કર. |

૨૫

## સુરદાસના પદ.

ગોવિંદ કૃષ્ણુ હરિ ભજોરે ભૈયા ગોવિંદ કૃષ્ણુ હરિ
એ કાયા કાગજકી પુતરી છીનમે જાત જરી—ભજો.
માલ દામ કછુ લાગત નાહીં છુટત ના ગઠરી-ભજો.
જામુખે સુર પ્રભુ ના સમર્યો તામુખ ધુળ પરી—ભજો.

૨૬

પ્રગટ ભઇ જગ જાની અબતો પ્રગટ ભઇ જગ જાની
વો મોહનસે પ્રીતી નીરંતર કયોંકર રહેગી છાની અબતો.
કહા કરૂં યે સુંદર મુર્તિ ઇન નૈનનમેં સમાની અબ.
નીકસત નહિ બહુ પચી પચી હારી રોમ રોમ ઉરઝાની અબ.
કૈસે અલગ નિકારી શકે જો મિલા દુધમે પાની અબ.
સુરદાસ અંતરયામિ પ્રીત અંતરસે ઉભરાંની અબ.

૨૭

નૈનનહિકો નિકો મિલવો નૈનનહિકો નિકો
નંદકો લાલ જીવન ધન સર્વસ, ઔર જગત સબ ફીકો—મિલ.
ધર્મ શાસ્ત્ર ભાગવત ગીતા ગુઢ જ્ઞાન પોથીકો—મિલ.
ખાટી છાશ મોહે કામ ન આવે સુર ખવૈયા ઘીકો—મિલ.

૨૮

જનમ સારો બાતોમેં બીત ગયો
બાર વરસ ગયે લડકાઈ બીસે તરૂણ ભયો
ત્રીશ વરસ માયાકે કારણ દેશ વિદેશ ગયો—જનમ.
ચાલીશમેં સુખ સંપત પાયો નીત નીત લોભ નયો
આશા તૃષ્ણા બઢન લાગી ઐસે ચલત ગયો—જનમ.
સુકી ત્વચા કમર ભઇ ઢીલી જોબન ઠાઠ ગયો
બેટા બહુઅર કહયો ન માને અબતું બુઢીઓ ભયો—જનમ.
ના હરિભજન નહીં ગુરૂ સેવા ના કછુ દાન દીઓ
સુરદાસ ઐસે તન ખોયો મીથ્યા જનમ લીયો—જનમ.

૨૯

બેર બેર નહિ આવે અવસર બેર બેર નહિ આવે
જો જાને તો કરલે ભલાઇ જન્મો જન્મ સુખ પાવે અવ.
ધન જોબન અંજલીકો પાની વણુસંતા દેર ન લાગે
તન છુટે ધન કૌન કામકો કાયકું કૃપણ કહાવે અવ.
જાકો મન લાગ્યો કૃષ્ણ સ્નેહસું જુઠ કબહું ન આવે
સુરદાસ પ્રભુ યેહી વીનતી હરખી નિરખી ગુણ ગાવે અવ.

૩૦

રાખો તેસે રહું જૈસે તુમ રાખો તેસે રહું
જાનત હો સુખ દુઃખ નિજ જનકો, મુખસે કહા કરી કહું જૈસે.
કમલ નયન ઘનશ્યામ મનોહર, અનુચર ભયો રહું
સુરદાસ પ્રભુ ભકત કૃપાનિધી, તુમરો શરણુ ગ્રહું જૈસે.

૩૧

હરિ દરશનકી પ્યાસી અંખીયા હરિ દરશનકી પ્યાસી
દેખ્યો ચ્હાઉં દયાનિધી આપકું, નિશદીન રહત ઉદાસી અંખી
નેહ લગાય ત્યાગ ગયે તૃણુસમ, ડાર ગયે ગલે ફાંસી
ઢુંઢયો વન વન આજ ફીરત હું. વૃંદાવનકો વાસી અંખી.
મેરે મનકી કોહુ કયા જાનત, લોગ કરત હે હાંસી
સુરદાસ પ્રભુ તુમરે દરશબીન, કરવત લેઉંગો કાશી અંખી.

૩૨

## કબીરના પદ.

રામ ભજે સો જીતા જગમેં રામ ભજે સો જીતા
હૃદય શુદ્ધ કીયો નહિ નિજકો શીખે ભાગવત ગીતા—જગમે.
હરિસું હેત ન બાંધ્યો મુરખ કહત સુનત દિન બીતા—જગમે.
ધન જોબન કછુ કામ ન આવે કામ ન આવે મિતા—જગમે.
કહત કબીર કાલ લે જાયેગો જ્યું બકરેકું ચિત્તા—જગમે.

૩૩

ગોવિંદો ન ગાયો ફીર તું કહા કમાયો બાવરા—ગોવિંદો.
એરણકી તો ચોરી કીની દીઓ સુઇ કો દાન રે
ઉચે ચઢકે દેખન લાગ્યો કયું નાયો વિમાનરે—ગોવિંદો.
આપ મુસાફર રાહમે બેઠા લાગ્યો બસાને ગામ રે
કાલ જપેટમેં ઉડ જાયગા હોગા સફા મેદાનરે—ગોવિંદો.
પથ્થરકી તો નાવ બનાઇ, ઉતરન ચાહવે પાર રે
કહે કબીર સુનો ભાઇ સાધુ, ડુબ મુવો મજ ધારરે—ગોવિંદો.

૩૪

આનંદ કો ઘર પાયો અબ મેં આનંદકો ઘર પાયો,
જબસે કૃપા ભઇ સદગુરૂકી, અભય નિશાન ચઢાયો–અબ.
કામ ક્રોધ કી મટકી પટકી, ગંગા જમના ન્હાયો–અબ.
હદ ઘર છોડી બેહદ ઘર આસન, ગગન મંડલમે છાયો–અબ.
ચંદા સુરજ દિન ન રૈન ન, તહાં મેં મઠ ઠેરાયો–અબ.
કહે કબીર સુનો ભાઇ સાધુ, અલખ નિરંજન ગાયો–અબ

## નાનક.

૩૫

રામ ભજન કર ભાઈ, અબતો રામ ભજન કર ભાઇ,
રામ ભજન બીન વૃથા જાત હે, કાલ નિશાન બજાઇ—અબ
દેવ કરત હે આશા જાકી, સો માનુષ દેહ પાઈ—અબ.
કરની તો કછુ બની ન તોસુ, અબ કર ભજન સવાઈ—અબ.
જો યહ અવસર ચુકે પામર, ફીર કે નાહીં ભલાઈ—અબ.

બીન હરિ ભજન ભલા નહિ તેરા, સત કહું રામ દુવાઇ—અબ.
લખ ચોરાસી ફેરા ફીરકે, ભટક ભટક મરજાઇ—અબ.
રામહિ રામ રટો નિશિવાસર, અતિશય પ્રીત લગાઇ—અબ.
નાનક રામ ભજો મેરે પ્યારે, હિત ચિતસે લૌ લાઇ—અબ.

## મીરાંબાઇ.

### ૩૬

શું કરૂં રાજ તારા, શું કરૂં પાટ તારા,
ચિતડા ચોરાણાં તેને શું રે કરૂં રાણા શું રે કરૂં?
ભૂલી ભૂલી હું તો ઘર કેરા કામ રાણાજી તેને શું રે કરૂં.
અન્નડા ન ભાવે નેણે નિદ્રા ન આવે,
ગિરધરલાલ વિના ઘડી ન આરામ-તેને શું રે કરૂં-ભુલી
ચિતોડ ગઢમાં રાણી ચોરે ચૌટે વાતો થાય.
માનો મીરાં આતો જીવ્યું ન જાય-તેને શું રે કરૂં-ભુલી
ઉભી બજારે રાણા ગજ ચાલ્યો જાય છે,
શ્વાન ભસે તેને લજ્જા નવ થાય-તેને શું રે કરૂં-ભુલી
નિંદાકરે રાણાતારા નગરના લોક એ,
ભજન ભુલું તો મારો ફેરો થાય ફોક-તેને શું રે કરૂં-ભુલી
મનમાં ભજો મીરાં નારાયણ નામને,
પ્રગટ ભજો તો મ્હારા છોડી જજો ગામ-તેને શું રે કરૂં-ભુલી
નગરીના લોક રાણી મીરાંને મનાવે,
માંનો માંનો કંઇ, છોડો એવી ચાલ-તેને શું રે કરૂં-ભુલી
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વ્હાલા,
હરિને ભજીને હું તો થઈ હવે ન્યાલ-તેને શું રે કરૂં-ભુલી

## ૩૭

પ્યારા ગોવિંદ ગુણ ગાશું રાણાજી, અમે પ્યારા ગોવિંદ ગુણ ગાશું,
ચરણામૃતનો નેમ અમારે, નિત્ય ઉઠી મંદિર જાશું.—રાણા
રાણાજી રૂઠશો તો રાજ તજીશું, પ્રભુ રૂઠે તો કયાં જાશું—રાણા
રામનામનો ઝાઝ બનાવશું, તેમાં બેસીને તરી જાશું.—રાણા
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર આવા ગમન તજી જાશું—રાણા

## ૩૮

ચરણ રજ મહિમા મેં જાની, ચરણ રજ મહિમા મેં જાની
જીસ ચરણસે ભક્ત વિભીષણકું, દી લંકાકી રાજધાની—ચરણ.
જીસ ચરણસે ગંગા નિકસી, ભગીરથ ભુપર આની,
જીસ ચરણસે અહલ્યા ઉધારી ગૌતમ ઋષીકી રાની—ચરચ.
જીસ ચરણસે મિત્ર સુદામાકું, સંપત દી મનમાની,
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ ચરણ કમલ ચિત સાની—ચરણ.

## ૩૯

અરજ કરે છે મીરાં રાંકડીરે ઉભી ઉભી,
મુનીવર સ્વામી મ્હારા મંદિરે પધારો વ્હાલા,
સેવા કરીશ દીન રાતડીરે—ઉભી ઉભી—અરજ.
ફુલના હાર વ્હાલા ફુલના ગજરા કરૂં,
ફુલના તોરા ફુલ પાંખડીરે—ઉભી ઉભી—અરજ.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વ્હાલા,
તમને જોઇને ઠરે આંખડીરે—ઉભી ઉભી—અરજ.

૪૦

જાગો તમે જદુપતિરાય એક પળ નેણાં ખોલીયે
ઘડી મ્હારા ઘુંઘટડા માંય હસીને હરિ બોલીયે
તમમન સોંપ્યા છે શરિર વ્હાલમ જાઉં વારણે
છોડી મેં તો કુલની મરજાદ ગિરધારી તારે કારણે જાગો.
નથી દીધાં કથીરના દાન કંચન કયાંથી પામીએ
એમ રૂડા નાવે વિમાન અમરાપુર કયાં માણીયે જાગો.
તમે મ્હોટા છો મહારાજ અમપર કરૂણા કીજીએ
ગુણ એવા ગાય મીરાંબાઇ દાસીને દર્શન દીજીએ જાગો.

૪૧

વાગે છે રે વાગે છે વૃંદાવન મોરલી વાગે છે
એનો શબ્દ ગગનમાં ગાજે છે વૃંદાવન મોરલી વાગે છે
આણીતીરે ગંગા વ્હાલા પેલીતીરે જમુના
વચમાં ગોકલીયું રાજે છે વૃંદાવન.
વૃંદાતે વનને માર્ગે જાતા વ્હાલો દાણદધીના માગે છે વૃંદવન.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ એતો દર્શનથી દુઃખ ભાંગે છે.

૪૨

## જુદા જુદા સાધુ સંતોના પદ.

બીગરી કૌન સુધારે નાથ બીન બીગરી કૌન સુધારે રે
બની બનીકા સબ કોઈ સાથી બીગડીકા કોઇ નાંહી રે
ભરી સભામેં લજ્જા રાખી, દીનો નાથ સહાઇ રે બી.

કડવી વેલકી કડવી તુંબડીયા સબ તિરથ ફીરી આઇ રે
ગંગા ન્હાઇ જમુના ન્હાઇ તોય ના ગઇ કડવાઇ રે બી.

૪૩

નારાયણ જીનકે પરિપાલક તીનકો કૌન દુઃખાય શકે
પ્રહ્લાદ ભક્તકો ડાગ અગનમેં રોમ ન એક જલાય શકે ના.
ગજકું પકડ ગ્રાહને ખેંચા, નહિ જળ બીચ ડુબાય શકે ના.
દ્રૌપદ સુતાકી બીચ સભાકે રંચ ન લાજ ઉડાય શકે ના.
બ્રહ્માનંદ જો હરિગુણ ગાવે, સો નિર્ભય પદ પાય શકે ના.

૪૪

જહાં પરમ ધામ પરમેશા, કોઇ ચલો હમારે દેશા
ઉદય અસ્ત નહિ ઉત્પતિનાશા, કરમ કાળ નહિ કલેશા.
અનંત અખંડ આડી ઉજીયારા, ન આવાગમન અંદેશા—કોઇ.
નિજાનંદ નાથ નિરાલંબ પાર ન પાવે શેષા,
સુરનર મુનીવર કરત હે સુમરન ધરત ધ્યાન મહેશા—કોઇ.
અનંત સંત તત્વદર્શી જહાં રમણીક ભોમ હંમેશા,
દાસ મુરાર રવી ગુરૂ ચરણે હરદમ રહે હંમેશા—કોઇ.

૪૫

વનમારી તેરી નજર ઠગારી હો,
ઠગીલીને સનકાદિક નારદ ઠગીલીયે બ્રહ્મા ત્રિપુરારી હો—વન.
ઠગીલીને સૌનક શુક જોગી વ્રજ ત્રિય ઠગી ભઇ જગન્યારી હો—વન.
ગોપીચંદ ભરથરી ઠગી, કીને ભૂપતી નપટ ભીખારી હો—વન.
બ્રહ્માનંદ કહે ઠગ વિદ્યા કાં શિખે કુંજ વિહારી હો—વન.

૪૬

શિર કાલ ખડા હય સોદા તો કરલે હરિ નામકા રે શિર.
કહેતા હુઉ કહે જાત હું. કહા બજાવું ઢોલ,
શ્વાસા ખાલી જાત હે તીન લોકકા મોલ રે શિર.
જાના તે રહેના નહિ, મરના બીસવા બીસ.
દો દીન દુનીયાકે લીયે, મત ભુલો જગદીશ રે શિર.
ધન જોબન યું જાયેગો, જાવિધ ઉડત કપુર,
નારાયણુ ગોપાલ ભજ, કયું ચાખે જગધુર રે શિર.

૪૭

ભજ મન નારાયણુ નારાયણુ નારાયણુ—ભજ.
નારાયણુ યહુ જગતમેં હય દો વસ્તુ સાર,
સબસે મીઠો બોલવો કરવો પર ઉપકાર—ભજ.
નારાયણુ પર લોકમેં યહુ દો આવત કામ,
દેના મુઠી અન્નકી લેના ભગવદ્ નામ—ભજ.
નારાયણુ દો બાતકો દિજે સદા વિસાર,
કરી બુરાઇ ઔરને આપ કીયો ઉપકાર—ભજ.
દો બાતનકું ભુલમત જો ચાહે કલ્યાણુ.
નારાયણુ એક મોતકું દુજા શ્રી ભગવાન—ભજ.

૪૮

મોરે સદગુરૂ દીની બતાય દલાલી લાલનકી-
લાલ લાલ સબકોઇ કહે સબકે પલ્લે લાલ,
પણુ ગાંઠ ખોલ દેખે નહિ યાબીધ ભયા કંગાલ-દલાલી.

લાલ પડા ચોગાનમેં રહી કીચ લપટાય,
મુરખ ઠોકર દે ચલે સમજુ લીયા ઉઠાય—દલાલી.
સદગુરૂ એસા કીજીએ જયું મહેંદીકા પાત,
લાલી અંતરમેં ભરી હરિઆલી વાંકી જાત—દલાલી.

૪૯

સબકું ખાયા હય કાલને સબકું ખાયા હય
પ્રાણી છોડ વૃથા અભિમાન, કાલને સબકું ખાયા હય.
રાવણુ રામ વાળી બળ ધારી, વિક્રમ ભોજ ભરથરી ભારી
યાજ્ઞવલ્કય શંકર તપ ધારી, ગુરૂ વશિષ્ટ ઔર દ્રોણાચારી
હિરણ્યકશિપુ કંસ બળીસે તજ ગયે માયા હય-પ્રાણી૦
દશરથ ઔર કરણુ મહા દાની, બલીરાજા ઔર ભ્રગુસે જ્ઞાની
કૌરવ કુલને તજી જીંદગાની, ગયે છોડ રહ ગઇ વહ કહાની
વિશ્વામિત્ર વ્યાસ મુની નારદ વિષ્ણુ હરાયા હય--પ્રાણી૦
અર્જુન ભીમ યુધ્ધિષ્ટીર સબરે, દુર્યોધન સહદેવ નકુલરે
દુર્વાશા શુક સગર જનકરે, કર ગયે નામ છોડ ગયે ભવરે
જાદવ વંશ કૃષ્ણુ બલદેવા સ્વર્ગ સીધાયા હય-પ્રાણી૦
અફલાતુન ઔર રૂસ્તમ ખ્હાં, અકબર આલીમગીર સેરવાં
ગયે હુમાયુ બાબર હુકમા, કરગઇ મૌન લુકમા કી લુકમા
દારા ઔર સિકંદર મર ગયે પતા ન પાયા હય-પ્રાણી૦
જોગી જતી સિદ્ધ ઔર સાધક, દંડી સન્યાશી વ્રતપાલક
રાગી ઔર સમાજી બક બક, લાયક ઔર મરે ના લાયક
કહે નારાયણુ બીના ભજન કયું જન્મ ગુમાયા હય--પ્રાણી૦

૫૦

નહિ છુટેગી યારો લગી નહિ છુટેગી યારો
જાકી યાસે લગન લગી સો કબના છુટેગી યારો.
લગન લગી હરિચંદ રાજાકી નેમ ધર્મ ધાર્યો
ભંગીકે ઘર પાની ભર્યો પર સત્ય નહિ હાર્યો—જાકી૦
લગન લગી પ્રહલ્લાદ ભક્તકી પર્વતસે ડાર્યો
ભક્ત ઉદ્ધારણ કારણ હરિ નરસિંહ રૂપ ધાર્યો—જાકી૦
લગન લગી દ્રૌપદી રાનીકી કૃષ્ણ ધ્યાન ધાર્યો
નવ ગજ ચીર અણે કરદીનો દુઃશાસન હાર્યો—જાકી૦
લગન લગી મોરધ્વજ રાજાકી ભક્ત પક્ષ પાર્યો
વચન નિવાહન કારણ નિજ સુત શિષ ધર્યો આરો—જાકી૦
લગન લગી સુદામાં ભક્તકી કૃષ્ણ ભક્ત ભારો
મીરાંબાઈ ઔર સજનો કસાઇ ધનો ભગત તાર્યો—જાકી૦
દુનીયાકી લગન લગી માયાસે માતપિતા ત્રીય બારો
ધાસીકી લગન લગી ગિરધરતે ચરણકો લીયો સહારો—જાકી૦

૫૧

તમે ભાવ ધરીને નરનારી ભજો રાધે માધવ ગિરધારી
ગિરધારી ભવ ભવ હારી ભજો રાધે માધવ ગિરધારી,
જે ભુધર ભજશે ભાવે કામક્રોધ ન તેને સતાવે,
તેને જમના તેડા નાવે રે—ભજો
જેને પરમેશ્વરમાં પ્રીતી, જેની સદાય રૂડી રીતી,
એતો જગને લેશે જીતીરે—ભજો.

રાખે પ્રભુમાં પ્રીતી સાચી ને કદી એ પડે નહિ કાચી,
આવે નટવર નાચી નાચીરે—ભજો.
જન ભાવે ભક્તિ કરતા જઇ સત્સંગતમાં ઠરતા,
એતો મોહનજીને મળતારે—ભજો,
જેને બદ્રીપતિનું બ્હાનું તેને ટળશે જમનું પાનું,
હરિજનને સંકટ શાનું રે—ભજો.

૫૨

તમે રામ ભજો હૃદયેથી ફરી જન્મ ન આવે જેથી
તમે સંસારી લ્યો ચેતી. આવે કરણી છે રેતી,
વહી જશે કરો સંભાળ મુકી જંજાળ-પ્રભુ લ્યો ભજી-તમે.
આ માયા જાળ છે બુરી બંધાવ ન ધરો સબુરી,
એ બુરો છે ભવ પાસ તેનો મહા ત્રાશ વિષયને તજી-તમે.
વય તો સઘળી ગઈ વીતી સમર્યા નહિ સીતાપતી,
જે છે મહા દુઃખ હરનાર સુખ કરનાર રટી લ્યો હજી-તમે.

૫૩

નાથ તમે નિર્ધનીયાનું છો નાણું ભાસો અખુટ હીરાની ખાણું-નાથ.
કુંવર બાઇનું આવ્યું શ્રીમંત ત્યારે નરસિંહ પાસે ન્હોતું નાણું,
મ્હામેરૂં લઈને પ્રેમે પધાર્યા, ત્રીકમ સાચવ્યું ટાણું-નાથ.
મીરાંબાઇ પર મ્હેર કરી ઘણી ઝેર જે વખતે પીવાણું,
ઘટઘટમાં ગોવિંદ દેખાયા ઠાલું રહયું ન ઠેકાણું-નાથ.
મુકતાફળ બહુ મોંઘા કીધા ને સોંઘું કીધુ અતિ દાણું,
હરિ ગુરૂ વચને બોલે લાખો આખી ઉમરમાં જાણ્યાણું-નાથ.

૫૪

નાથ તમે તુલસીના પત્રે તોલાણા,
એવા ગુણતો ગોવિંદના ગવાણા-નાથ.

બોડાણે બહુ નામીને સેવ્યા તો પ્રેમ બંધનમાં બંધાણા,
કૃપા કરીને પ્રભુજી પધાર્યા તે ડાકોરમાં દર્શાણા-નાથ.

હેમ બરોબર મુલ કર્યું તો વાલ સવામાં તોલાણાં,
ગુગળી બ્રાહ્મણ ઘેર વળ્યાને સંતને વચને વેંચાણા-નાથ.

મધ્ય ગુજરાતમાં રચી દ્વારીકા વેદ પુરાણે વંચાણા
હરિ ગુરૂવચને ગાય છે લાખો જગતમાં એવા જણાણા-નાથ.

૫૫

હરિભજન કરી સુખ સંપત પામ્યા છે સઘળા જાણો
તેને કુડ કહે તે પામરનું બોલ્યું કુડ પ્રમાણો

વાલે કંચનના મંદિર કીધાં દીન જાણી સુદામાને દીધા
પ્રભુ સમરથથી કારજ સીધ્યા-હરિ ભજન.

નરસૈયે નાતમ ટેક ધરી જેનું મામેરૂં હુંડી હરિએ ભરી
પ્રભુ પદ પામ્યા સંસાર તરી-હરિભજન.

જુઓ મીરાં રાજાની રાણી જેને પાપીએ પાયું વિખ આણી
રાખ્યું પુરષોતમે મુખનું પાણી-હરિભજન.

એવા કોટીક જનને ન્યાલ કર્યા તેના જન્મ મરણ સંતાપ હર્યા
દેવાનંદનો વ્હાલો સ્હેજે વર્યા-હરિભજન.

૫૬

એ શેરીએ નવજાઇએ સૈયર શાણી એ શેરીએ નવ જાઇએ
એ શેરીમાં શ્યામસુંદર વસે છે નજર પડે તો ઘેલા થઇએ સૈયર.
ઘર કામકાજ પછી કંઇ નવ સુજે સગા કુટંબના ન રહીએ સૈયર.
એ ધુતારાની દ્રષ્ટી પડે તો શુદ્ધ બુધ સૌ ખોઈ દઇએ સૈયર.
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી સર્વસ એના પછી થઇએ સૈયર.

૫૭

સાંભળ બ્હેની હરિ રીજ્યાની રીતડી, મોહનવરને માન સંગાથે વેરજો.
સાધન સર્વે માન બગાડે પલવિષે, જેમ ભેળાયું પયસાકરમાં ઝેરજો.
દાસી થઇ રહેજે તું દિનદયાળની, નીચીટેલ મળે તો માને ભાગ્યજો.
ભવ બ્રહ્માદિકને નીશ્ચે મળતી નથી, પુરૂષોતમ પાસે બેઠાની જાગ્યજો.
પ્રાતકરે પુરૂષોતમ સાથે નિત્યનવી, દાઝીશમાં દેખી કેનું સન્માનજો.
મુક્તાનંદનો નાથ મગન થઈ સેવજે, તો રીજે રસીયોવર સુંદર શ્યામજો.

૫૮

જેપદ દુર્લભ દેવને પ્રાણી પામ્યા છો તેહ
રામસમર દિન જાય છે અવસર વિતી જાય છે.
સ્થિર રહેવું નથી જગતમાં મોટું મરણનું સાલ
કોઇ ચાલ્યા ને કોઇ ચાલશે કોઇ આજ કોઇ કાલ-રામસમર.
અમર રહ્યાં નથી જગતમાં હાંરે રૂષિ સુરજના વંશ
ખડગડ કરતા ખપી ગયા હાંરે કઇક કૌરવ કઇ કંસ-રામસમર.
પ્રપંચ સઘળાં પરહરો. ધરો હરિનું ધ્યાન
પ્રીત સહિત પ્રભુને ભજો તજો દેહ અભિમાન-રામસમર.

જોરે જાણો તો બાંધજો પાણી પહેલીરે પાળ
નીરગયે નહિ નીપજે શીર તાકે છે કાળ-રામસમર.
નાવ બનાવો નિજ નામનું આવી બેસે જે જન
સ્હેજે સાગર પાર ઉતરે નવ પડે ભવફંદ-રામસમર.
અંતે નથી કોઇ કોઇનું લ્યોને રામનું નામ
એક ઘડી ન વિસારીએ સુખસાગર શ્યામ-રામસમર.
રત્ન પદારથ જન્મ છે નહિ મળે વારંવાર
અમર થાય જેમ આત્મા એવો કરજો ઉપાય-રામસમર.
પ્રભુ ભજનથી પ્હોંચશો હાંરે સહુ પરમ ધામ
પ્રિતમ પાછા નહિ ફરે પ્હોંચ્યા અવિચળ ઠામ-રામસમર.

૫૯

રૂડા રણછોડરાય હવે ત્હારાં બનાવ, ત્હારાં બનાવ પુરાં પ્યારાં બનાવ રૂડા.
ત્હારાં બને તે રહે ન નઠારા, કૃતિ મતિએ શુચી સારા બનાવ રૂડા.
ત્હારાં ઠરે તે પરહરે લાલચ, શિલ સંતોષ ધરનારા બનાવ રૂડા.
ત્હારાં ઠરે તે દુભે નહિં કોઇને, સહુને સુખ કરનારાં બનાવ રૂડા.
ત્હારાં ઠરે તે ડરે નહિં કોઇથી દુઃખમાં ધીરજ ધરનારાં બનાવ રૂડા.
ત્હારાં ઠરે અનુપ્રેમ ભરે ઉર, જીવ અરપી વરનારાં બનાવ રૂડા.

૬૦

અમને ભક્તિ દ્યો, ભક્તિ દ્યો, શુદ્ધ સેવકની તમે લ્યોને.
સાચુ શરણું નિજ દેજો, પ્રભુ પોતાના કરી લેજો—અમને.
અમે ધાર્યું તમારૂં ન્હાનું, નથી રાખ્યું જગથી છાનું—અમને.
અમે ત્રિવીધી તાપે તપીએ, પ્રભુ જાપ તમારા જપીએ—અમને.
કરો,ભૂલીએ નહિ એવું કદીએ પ્રભુ સહાએ રહેજો હૃદીએ—અમને.

૬૧

માને હો મન સોબત મળી છે રૂડા સંતની,
માને હો મન અવધી આવી છે દુઃખ અંતની,
માને હો મન દેવને દુર્લભ દેહ પામીઓ,
માને હો મન આજ તો અનેક દુઃખ વામીયો,
માને હો મન હીરો આવ્યો છે તારા હાથમાં,
માને હો મન સમજીને ચાલ સંત સાથમાં,
માને હો મન કામ ક્રોધ લોભ તે લેશે લુંટી,
માને હો મન પસ્તાઇશ શીર કુટી કુટી,
માને હો મન હાથ બાજી જીતેલી ન હારીએ,
માને હો મન કોપી પેટ કટારી ન મારીએ,
માને હો મન તક આવી તે તો નવ ચુકીએ,
માને હો મન સદ્ગુરૂ શરણુ ન મુકીએ,
માને હો મન સંતસંગ તે તો નવ ત્યાગીએ,
માને હો મન હરિજન પાસે વાસ માગીએ,
માને હો મન નિષ્કુળાનંદ નિશ્ચય કરી,
માને હો મન સંત જ્યાં ત્યાં સદા રહે હરિ.

૬૨

ધન્ય હો ધન્ય મોંઘુ મળવું છે મોટા સંતનું,
ધન્ય હો ધન્ય માન નથી જેને કોઇ મતનું,
ધન્ય હો ધન્ય સ્વારથ નથી જેના સંગમાં,
ધન્ય હો ધન્ય જીવ હેતે કાજ કરે જગમાં,

૨૬

ધન્ય હો ધન્ય પરમાર્થ હીતે પંડ ધારીયું,
ધન્ય હો ધન્ય સંગ કરે તેનું કામ સારીયું.
ધન્ય હો ધન્ય દયાળુ દીસે છે સંત દીલનાં,
ધન્ય હો ધન્ય રાતા રહે રામ જો અમલનાં,
ધન્ય હો ધન્ય વિચરે છે હાલ જો કંગાલમાં,
ધન્ય હો ધન્ય કરે છે કોટીક જન ન્યાલના,
ધન્ય હો ધન્ય જુગ જુગ જીવો એવા જોગીયા,
ધન્ય હો ધન્ય અંતરમાં રહે જો આરોગીયા,
ધન્ય હો ધન્ય બોલવું એનું તે બંધ કાપવા,
ધન્ય હો ધન્ય સંતનું જોવું તે સુખ આપવા,
ધન્ય હો ધન્ય નિષ્કુલાનંદે નિશ્ચય કરી,
ધન્ય હો ધન્ય સંત જો મળ્યા તો મળ્યા હરિ.

૬૭

જેનું તન મન માન્યું ત્યાગેરે, ભકિત ને ધર્મ ભાવે છે.
જેના વચન વિત્યાં વૈરાગેરે, અંતરમાંથી આવે છે.
શિલ સંતોષને વળી શાંતિરે, એમાં રહીને બોલે છે.
ધિરજતા કહી નથી જાતીરે, જ્ઞાન ધ્યાનમાં ડોલે છે.
એવા સંત સહુના સગારે, પરોપકારી પુરા છે.
જેના દિલમાં નહિ કોઇ દગારે, સત્ય વાતમાં શુરા છે.
વળી હેત ઘણું છે હૈયેરે, આંખે અમૃત વરસે છે.
કહે નિષ્કુલાનંદ શું કહીએરે, એ જન જોઇ હરિ હરખે છે.

૬૪

એક વાત વળી સાંભળી છે સારીરે,
કહું વિવીધ પ્રકારે જો વિસ્તારીરે.
એક બાવરો બેસાડયો વળી વ્હાણેરે,
માન્યું મુરખ પડયો હું બંધી ખાનેરે.
ચડયો ફેરને દીઠું છે સર્વે ફરતુંરે.
માન્યું મનમાં જે પામ્યો હવે મરતુંરે.
થયો આકળો અભાગી લાગી લ્હેરીરે,
ખરા ખારવા વિશેષ જાણ્યા વેરીરે.
ચડી ડોલને દીઠું છે દુઃખદાઇરે,
મારી ઠેક છેક પડયો પાણી માંહીરે.
એમાં દોષ કહો કેને હવે દઇએરે,
મળ્યો સત્સંગ તરી-તજી દઇએરે.
તજી સુખ પડયો દુઃખદધી માંહીરે,
એ પ્રકારે મન જાય કચવાઇરે.
સર્વે સુખદુઃખ વ્હાણુના જો સહીએરે,
કહે નિશકુલાનંદ પાર થઇએરે.

૬૫

એક મુરખને હાથ મણી મળીરે, જોઇ ચાખી સુંઘી ન લાગી ગળીરે.
હતો વેવલો કાવલો વિવેકીરે, જોઈ તાડી ફોડી નાખી છેક ફેંકીરે.
તેમ સત્સંગ મળ્યો શિરોમણીરે, પણ બાળક બુદ્ધિ કબુધ્ધી ઘણીરે.
તેને સત્સંગ રંગ અંગ ત્યાગોરે, કાળા કામળાને કસુંબો ન લાગ્યોરે.

રહ્યો પથ્થર કોરો જો પાણી માંહીરે, જોઇ જળ મળે જવાસો સુકાઈરે.
મળી મરકટને રાજ સાજ સીદ્ધીરે, દેખી ટોપરૂને તરત ઠેક દીધીરે
મળી અલ્પ મતિને વાત મોટીરે, કરે અનુમાન જ્ઞાન વાત ખોટીરે.
મળી અનુપમ મોજ તેને ત્યાગીરે, કહે નિશકુળાનંદ એ અભાગીરે.

૬૬

શું કર્યું ગીતા ગાઇનેરે તે શું કર્યું ગીતા ગાઇને
ભણ્યો ગણ્યો પણ ભેદ ન જાણ્યો, ધિક પડયો પંડિતાઇને રે–તેં.
પોથી વાંચી પરમારથ ન કીધો. કુટુંબ પોષ્યું કમાઇને રે–તેં.
ભાગવત ભાંખે હેત હ્રદે ન રાખે, રહયોછે સ્વારથ સાઇને રે–તેં.
શેષને માથે મણી છે તોપણ જીવે છે જીવડા ખાઇને રે-તેં.
કહે પ્રીતમ પોતાના ડહાપણથી ગયો ચોરાશીમાં વહાઇને રે-તેં.

૬૭

શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપિ સ્વાદ ન જાણે બરણી–વસ્તુ.
સુંદર રીત શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી વસ્તુ
નિજ નાભીમાં કસ્તુરી પણ હર્ષ ન પામે હરણી-વસ્તુ.
દયો કહે ધન દાટ્યું ઘણું, જેમ ધનવંત કહાવે નિર્ધણી–વસ્તુ.

૬૮

ગોવિંદ નામકો આધાર
સાધન ઓર નહિ કછુ કલીમે, રનતં બેડા પાર–ગોવિંદ.
જપતપ તિર્થ ધર્મ નેમ વ્રત સબકે યે સણગાર–ગોવિંદ.
ચારવેદ ખટ શાસ્ત્ર મેહિં ઉપનિષદકો સાર-ગોવિંદ.

તૃષા હોય પીયે યે અમૃત, તજી આળસ અંહકાર–ગોવિંદ.
યે અવસર ફીર ના મિલેગો, ખરચે લાખ હજાર–ગોવિંદ.
શુક નારદ શિવ શેષ રટત હૈ સબકો વહાં અધિકાર–ગોવિંદ.
દયા પ્રીતમ કરૂના જીનકેપર તિનકો લાગે તાર–ગોવિંદ.

૬૮

જપો રાજકૃષ્ણ ગોવિંદ મહામંત્ર જાપ,
બળે પોતાનાં પાપ ટળે ત્રિવિધના તાપ,—જપો.
જાણે જાપ તણો યથારથ મહિમા મહેશ,
હરિનામ જપે હંમેશ હજાર મુખ શેષ—જપો.
જશ જાપના જણાય છે પુરાણમાં પ્રસિદ્ધ,
જાપ ઉલટો જપ્યાથી થયા વાલ્મિક સિદ્ધ—જપો.
વળી ના પડે વટાંગણી કે ના પડે વટાળ,
સર્વ દેશમાં જપાય ને જપાય સર્વકાળ—જપો.
જપો નાહીને ન નાહીને ન ખાઇને કે ખાઇ,
જપો સુઇને કે બેસીને કે ઉઠીને ઉજાઇ—જપો
ભણ્યો હોય તો જપાય ભણ્યો ન્હોયતો જપાય,
ઇષ્ટ નામનો ઉચ્ચાર કષ્ટ સામટાં કપાય—જપો.
વેદપાત્રથી જપાય મનુષ્ય માત્રથી જપાય,
ઇષ્ટ નામનો ઉચ્ચાર કષ્ટ સામટાં કપાય—જપો.
રાજા રાજથી જપાય ઋષિરાજથી જપાય,
ઇષ્ટ નામનો ઉચ્ચાર કષ્ટ સામટાં કપાય—જપો.

૭૦

પાવો પ્રેમ રસ પ્રાણજીવનરે, દીન થઈ જાચુંરે.
મુકતી માર્ગીને આપજો જ્ઞાનરે, હું તો નહિં રાચુંરે.
રીઝે રાબડી થકી ગરીબ લોકરે, ભોગીને ન ભાવેરે.
અમે રાજનાં ખાસાં ખવાસરે, મુકિત મન નાવેરે. પાવો—૧
નયણે નીરખું શ્રી નટવર રૂપરે, હોંસ હૈયા માંથીરે.
મન માન્યું મળે સર્વ સુખરે, એકતામાં કયાંથીરે. પાવો—૨
તુચ્છ જીવને કહેછે બ્રહ્મરે, જીવ બ્રહ્મ લેખેરે.
છતે સ્વામીએ સોહાગણનું સુખરે, સ્વપ્ને ન દેખેરે. પાવો—૩
દ્વૈત બ્રહ્મ છે સદા સાકારરે, આનંદ નીવાસીરે,
ઓલે અનુચિત માયીક મતરે, નર્કના નીવાસીરે પાવો—૪
આપ સ્વામી સદા હું દાસરે, નાતો નીભાવોરે,
રૂચે આપને કરો એવી ટેવરે, અન્ય નવ ભાખોરે, પાવો—૫
વગર લાલચનું લાલ મને વ્હાલરે, અચળીત આપોરે.
વીષય વાસના પ્રપંચની પ્રીતરે, કૃષ્ણ મારી કાપોરે. પાવો—૬
સદા ભક્તિ સેવા સત્સંગરે, મનોહર માંગુરે,
દયા પ્રીતમના આપો મને એહરે, પાયે લગી લાગુંરે. પાવો—૭

૭૧

ઉદ્ધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી,
કોઈ અનુભવી જાણેરે, કહેતાં તો ન આવે બની.
*પ્રસુતાની પીડારે; વંધ્યા તે શું જાણે,
જાણ્યું કેમ આવેરે, માણ્યાને પરમાણે.

મૂંગે સાકર ખાધીરે, ગુંગાને સ્વપ્ન થયું,
એનું મન જાણેરે, બીજાને નવ જાય કહ્યું.
ઘાયલના દુઃખનેરે, કાયર તે તો શું પ્રીછે,
એમાં જ્ઞાની લહે નહીંરે, પ્રેમીની ગતિ શી છે.
રીત પ્રીતની એવીરે, તેનું સુખ તે જાણે,
અનુભવથી અજાણ્યોરે, તેના અવગુણ આણે.
સ્નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે,
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના લટે.
શીખે સાંભળે ન આવેરે, ઉદ્ધવ ગતિ પ્રેમતણી,
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી.
સાચી પ્રીત તો પ્રાણ લેરે, સાધારણ થાય પરી.
દાદુર જળવીણ જીવેરે, મચ્છતો તો જાય મરી.
વિખના વ્યસનીનેરે, સાકર પણ સુખ ના કરે,
પય પાણીથી ઉત્તમરે, મીન તેમાં નાંખે મરે.
જેનું મન જેશું માન્યુંરે, તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારૂંરે, નાવે તેની આંખ તળે.
છે અગમ પંથ સ્નેહનોરે, ઉદ્ધવજી તેં નથી દીઠો,
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણ લાગે મીઠો.
જોગ તો તેને જોઇયે રે, જેનું મન જગમાં ભમે,
અમારૂં તો ચીતડુંરે, કે સુંદર શ્યામે રમે.
જેનું મન માને રે, જોગ તે સુખે ગ્રહો,
અમો તો એહ માંગું રે, પ્રીતમશું પ્રીત રહો.

તમારા હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝું ચંદ્ર મળે
એવાં વચન સુણીનેરે, ઉદ્ધવજીની ભ્રાંતિ ટળી,
જોગ જંજાલ છુટી રે, ગયું મન સ્નેહે મળી.
અભિમાન મૂકીને રે, ઉદ્ધવ ગોપી પાય પડયા,
કહું દયા પ્રીતમજીરે, નિશ્ચય એક તમને જડયા.

૭૨

ભક્તિ ના ભાવે તે જીવ અભાગિયા, સેવડાને જેમ ન ગમે ગંગા સ્નાનજો;
ઝેરતણા અંકુરરે જેમાં જાગિયા, વિષધરને, જેમ ન સધુ અમૃત પાનજો ભ. ૧
જલધરનું જળ વાહલું સહુ તરૂ જાતિને, અધર્મ જવાસો એ નીરે સુકાયજો;
ઉલક અભાગી રૂડી માને રાતને, અર્કતણે અજવાળે આંખ્ય મિંચાય જો. ભ ૨
ચંદ્રતણો ઉદ્યોત ગમે નહિ ચેરને અધમ અવિદ્યા અંધારે ઉમંગ જો;
ધણી શું હેત ન હોય હરાયા ઢોરને, શઠને ન ગમે સારા જનનો સંગજો. ભ. ૩
ગર્દભને તો વૃષ્ટી કાલે ના ગમે, મુઢ અનીતી ઉન્હાળે મલકાયજો;
કુલટા કંથ તજી કોક સંગે રમે, વ્યસનીને વટલ્યાની ભ્રાંતિ ન થાયજો. ભ. ૪

નીતી ના ભાવે નર નાદાનને, વેસ્યાને તો ન ગમે સતીની વાતજો;
સારૂં ને નરતું તે સરખું શ્વાનને, તાપવંતને ધુપે હોય ઉતાપજો. ભ. ૫
વાનીના લાડુથી રીઝે વંતરાં, પામર પ્રીતિ કરી પુજે પાખંડજો;
હંસ હોય તે મુક્તાફળ ચાવે ખરાં, ભજે વિવેકી જાણી બ્રહ્મ
અખંડજો. ભ.
ફેર ચડેલો સર્વે ને ફરતાં લહે, કોઈનું સાચુ કહ્યું ધરે નહિ કાનજો;
કમલા વાળો સર્વેને પીળું કહે, શુંભ થયેલાને કાંઇ ન રહે સાનજો. ભ. ૭
પુણ્ય તણા ફળ પ્રકટે જે પ્રાણી તણાં, પ્રભુની સાથે તેને ઉપજે
પ્રીત્યજો;
જન છોટમ કહે તેના તપ જાણે ઘણાં, રૂડી જેને ભક્તી કેરી રીતજો. ભ.

૭૩

સાધુ સાધન શું કરે. જેને મહા ધન લાધ્યું;
દોષ ટળ્યા સહુ દ્રષ્ટિનાં, મન નેહેચળ બાંધ્યું- સાધુ૦
નચે નિધી નીરમાલ્ય છે, સિદ્ધિ સામુ ન પેખે;
ચૌદ લોક વૈકુંઠ લગી, તરણાવત લેખે- ,,
મેઘ ન ઇચ્છે નીરને, શશીને સીતલાઇ;
દીનકરને દીપક શું કસો, સોનેસી શામતાઇ- ,,
પારસમણી પોતે થયો, રહ્યા ઉદ્યમ વામી;
કુપ ખણાવીને શું કરે, જળ જાન્હવી પામી- ,,
પુરણબ્રહ્મ પોતે થયો, તેને કંઇએ ન લાગે;
રાજકુંવર હસ્તિ ચડયો, કોડી દામ ન માગે- ,,
નવધાથી નવરો થયો, દસમે ધા લાગ્યો;
ગોપાળ આનંદ પ્રગટયો, ચૈતન હોઇ જાગ્યો ,,

૭૪

જેને રૂદે રામનો છે રંગ, તેનો નીસદીન કરીયે સંગ. ટેક.
રામ અમલમાં રાતામાતા, પરમારથને કરતા;
માન બડાઇ નહી ઇરસ્યા, સેજ સ્વભાવે ફરતા- જેને.
હરી નામના હોંસીલા, વસ્તુવત વાણી બોલે;
પાઝ બાંધે પુન્યની, સંશયનાં તાળાં ખોલે- ,,
પ્રભુ પદ નીરખે ને નીરખાવે, અનુભવની મુરતી;
શામળીયા સાથે સંબંધ સાચો અડોલ જેની સુરતી- ,,
એવા સંતને શરણે જાતાં, જન્મ મરણ ભય વામ્યા;
ધરમગીર સદગુરૂ પ્રતાપે, અટલ પદવી પામ્યા- ,,

૭૫

અવસર આવ્યોરે હો સજની, પ્રેમ સહીત પરબ્રહ્મને ભજની
આનંદ ઉરમાંરે હો આણી, ટળી જાય ફરવી ચારે ખાણી
વાણીવાન વળશેરેહો તારૂ, દરસો પ્રભુ પદ બાવન બારૂ
બાહ્યાભ્યંતરરે હો સરખો, ઉર અનુભવને નયણે નરખો
નટવર સૌમાંરેહો શોભે, અનુભવી જનનું મનડુ લોભે
અલખ લખાવેરેહો ગુરૂવા, સેવો ચરણ ચાહો જો તરવા
તતક્ષણ કરવુંરેહો ચાંપે નીજ જન થાતાં મદ ગણ કાંપે
કયાં તુ ભુલેરેહો ભરમે, બીંબીકુટે સર્પ રહયો દરમે
સદગુરૂ મળતાંરેહો સુલભ, નહીતો સુરનર મુનીને દુર્લભ
માટે સદગુરૂરેહે મોટા, બીજા શું જાણે મતીના છોટા
નીગમ વદે છેરે નર્યતિ, નિર્મળ થઇ નામે પ્રોઇ સુરતી
દોલતરામનારેહો સ્વામી, કોઇ ના આવે એની દામી

૭૬

સદગુરુ મેરા, મે આદ્ય અનાદી તેરા;
સમરથ મેરા, મે આદ્ય અનાદી તેરા. ટેક.
સદગુરુ નામ નીશાની દીની, પ્રિતમ પ્રેમ પ્રિત કર ચીની;
અપનો જાની દયા મોહે કીની, મીટ ગયા ફેર- મે૦
સદગુરુ સત્ત લોકકે બાસી, રીદ્ધિ સીદ્ધિ મુક્તિસી દાસી;
સર્વ ઘટમેં આપ વિલાસી, નહી દુર નેરા- ,,
વરતીએ લઇ વસ્તુ પહેચાની, સુરતી જરાધાર ઠહેરાની;
મુરતી નેનુમાંહી સમાની, ભયા ઉજેરા- ,,
સુરતી ચડી ગઇ અસમાના, સેજ સુન્યમે કીયા ઠેકાના;
ઝુંડા ગડીયા મુક્ત મેદાના, અવીચળ ડેરા- ,,
જીતા મોહમે વાસી બંકા, કાલ જાલકુ પડીયા સંકા;
બાજા તીન લોકમેં ડંકા, સદગુરુ કેરા ,,
મલીયા ખીમભાણ રવી રામા, સાહેબ સનમુખ દીઠા સામા;
ચરણે ગંગારામ ગુલામા, જુગોજુગ ચેરા-

૭૭

અજ્ઞાની જીવ સંગ કરે સાચો પણ રંગ ચડે નહિ,
એમ દમે શરીર હરિ મળવાનો મારગ તોય જડે નહિ. ૧
એક પથર પાણી નવ પરસે, તેને ટાંકે તો અગ્નિ વરસે;
એવા સાકુટને હરિ કેમ દરસે. અજ્ઞાની૦ ૨
સાકુટને સંગત કેમ ગમશે, ઉંધે ઘડે તે ઉદક કેમ ભરશે;
એમ પાત્ર વિના રસ કેમ ઠરશે. અજ્ઞાની૦ ૩
જેમ પુષ્પ પાંદડાં આસપાસ, તેમાં કો કોને નવ લાગે બાસ;

એમ ભગત જગત તે બારે માસ. અજ્ઞાની૦ ૪
એમ મેડક પંકજ પાસ રહે, તે કમળ તણિ વાસ કાંઇ નવ લહે;
વાસ કમળતણી તે ભમર લહે અજ્ઞાની૦ ૫
તરૂ ચંદનથી ચંદન જેવા, બિજા વાંસ એરંડા રહ્યા તેવા;
તેને નહીં કાંઇ લેવા દેવા. અજ્ઞાની૦ ૬
તું વેદપુરાણ ઘણું સાંભળે, તારા મનની દુબધ્યા કાંઈ ન ટળે;
સાચા રંગ વિના હરિ નહિ મળે. અજ્ઞાની૦ ૭
જેમ થાકયા ફેરા ફરી ફરી, થયા કાયર મેંહેનત કરી કરી;
તું ન થાકયો દેહ ધરી ધરી. અજ્ઞાની૦ ૮
કહે પ્રિતમ સમજે સુખ થાશે, તારૂં જનમ મરણનું દુઃખ જાશે;
આગળની પ્રીતે ઓળખાશે. અજ્ઞાની૦ ૯

૭૮

સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતુને પારસ પરસે, તે તો હોયે હેમ જોને.
કથીર કાંસુ હેમ ન હોયે, કોટી પારસ પરસે જોને;
શુન્ય છીપ તે ઉપર નાવે, સોમણુ સ્વાતિ વરસે જોને,
અચેતને ઉપદેશ ન લાગે, શીવ બ્રહ્મા સમજાવે જોને;
જેનાં અવળાં અંતઃકરણો, તેને સમજણ નાવે જોને.
કુબુદ્ધિ કાળપ જેને રૂદે, તેને ન લાગે રંગ જોને;
અડદ ઉજળા કે મે ન થાયે જઈ ઝબોળે ગંગજોને.
કુશકા કુટેથી શું થાય, કણ ન જડે તેમાંથીજોને;
મંદ અભાગી મુરખ નરને, સમજણ આવે કયાંથીજોને.

પાપીને પ્રબોધ ન કરીએ, મૌન ગ્રહીને રહીએજોને;
કહે પ્રીતમ તુલસી દળ તોડી, પ્રેત ન પુજવા જઇએ જોને.

૭૯

સંત કૃપાથી છુટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસો શ્વાસે સ્મરણ કરતાં, પાંચે પાતક જાય જોને.
કેસરી કેરે નાદે નાસે, કોટી કુંજર જુથ જોને;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સુથ જોને.
અગ્નિને ઉધઇ ન લાગે, મહામણીને મેલ જોને;
અપાર સિંધુ મહાજળ ઊંડાં, મરમીને મન સ્હેલ જોને.

## શિખરણી છંદ ૮૦

ન જાણું હું મંત્રો નહિ પ્રભુ હું જાણું શ્રુતી સ્મૃતિ
ન જાણું ષટશાસ્ત્રો, નહિ હરિ હું જાણું જપવિધિ
ન જાણું હું ગાનો નહિ વ્રત વિધાનો નયમન
પરન્તુ હું જાણું શરણ પ્રભુનું કષ્ટ હરણ
ન જાણું સાહિત્યો નહિ વિદિત છે ભેદ રસના
ન શબ્દાલંકારો નહિ પદ ક્રમે કાવ્ય રચના
ન જાણું હું યોગો નથી કદી કીધું શાસ્ત્ર શ્રવણ
પરન્તુ હું જાણું શરણ પ્રભુનું કષ્ટ હરણ
ન જાણું હું તંત્રો નહિ બલી પ્રદાનો હવનના
ન જાણું હું સુત્રો નહિ અનુક્રમે મંત્ર રચના

ન જાણું વેદાંગો નહિ વિધિથી સ્વાધ્યાયયન
પરન્તુ હું જાણું શરણ પ્રભુનું કષ્ટ હરણ

* * *

તમે સત્યસ્વામિ વિમુખ નવ રાખો ચરણથી
અમારે કોઇ નો પ્રભુવિણ બીજો આશ્રય નથી
કૃપા કાન્તા કોને જઈ કહુંહું મારૂં વિલાપન
દયા લાવી દેવા શ્રવણ કરશો મારૂં રૂદન

કિધા છે મેં દોષો નહિ પ્રભુ તમે લક્ષ ધરશો
કૃપા ભાવે મારો નહિં કદી પરિત્યાગ કરશો
મહાકષ્ટો મારાં પ્રભુ તમવિનાં કોણ હરશે.
કુપુત્રો તો થાશે તદપિ ન કુમાતા કદી થશે

નથો કીધી સેવા નહિ પ્રભુ સુશિક્ષા અનુસર્યો
બધા પ્રાણીઓમાં અતિશય અભાગિ હું નિસર્યો
વિના દેવા કોઇ નહિ પતિત ઉધાર કરશે
કુપુત્રો તો થાશે તદપિ ન કુમાતા કદી થશે

નથી દીધાં દાનો વ્રત નિયમ લીધાં નથી અમે
સહુ જાણો મારી રહૃદય ગત વાર્તા પ્રભુ તમે
મહા પાપો મારાં તમવિણુ ક્ષમા કોણ કરશે.
કુપુત્રો તો થાશે તદપિ ન કુમાતા કદિ થશે.

૮૧

કૃષ્ણ કહેતાં શું બેસે નાણું મુરખ તને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું
મિથ્યા લવરી કરે મનગમતી, નહીં તેનું ઠામ ને ઠેકાણું. મુરખ.
દામનું દામ નહીં પરીશ્રમ, ગાતાં ગોવિંદ ગુણ ગાણું. મુરખ.
કિંચિત શ્રમને લાભ ઘણેરો, નહિ કોઇ એહ સમાણું. મુરખ.
ખાતો ન હોય તો નબળો કહું તુને, જોઇએ બશેરનું ભાણું. મુરખ.
હરી ભજતાં તુંને આળસ આવે, ભવ ભટકણ નિશ વાહાણું. મુરખ.
પ્રભુ સમરણવિના ભવ ન તરાયે, હું નિશ્ચે કરીને જાણું. મુરખ.
જન દયો કેહે હરિભજ મન માહારા, ફરી નહિ મળે આવું ટાણું. મુરખ.

૮૨

જડ બુદ્ધિ જીવ પોંચ્યાના પરમાણા અવિચળ આવીઆં.
જે મુક્ત થયા વ્યાસમુનિએ, વિસ્તારી ભેદ બતાવીયા.
ધ્રુ પામ્યા પ્રભુના ધામને, તે તજ્યા કપટ છલ કામને.
પામ્યા વૈકુંઠમાં વિસરામને–જડ.
જોને ઓધવ લોમસ અમર રહ્યા મુનિ મારકંડ કાગભુંસડી કહયા.
ભજી કૃષ્ન કલપ બહુ વિતી ગયા–જડ.
સનકાદિક નારદ સરલ મતિ પ્રહુલાદ વિભીષણ જોગી જતી.
જેણે પુરૂષોતમને કિધા પતિ–જડ.
એતો ઇશ્વર કોટીમાં ભળીયાં ભજી પ્રગટ પ્રભુને થયા બળીયા.
જેને દેવાનંદનો સ્વામી મળીયા–જડ.

૮૩

સબસે ઉંચી પ્રેમ સગાઇ, સબસે ઉંચી પ્રેમ સગાઇ
દુર્યોધનકા મેવાત્યાગી, સાગ વિદુરઘર પાઈ

ઝુંઠે ફલ શબરીકે ખાયે બહુવિધિ પ્રેમ લગાઇ
પ્રેમકે વશનૃપ સેવાકીની આપ બને હરી નાઈ
રાજસુ યજ્ઞ યુધિષ્ઠિર કીનોં તામે ઝુઠ ઉઠાઇ
પ્રેમકે વશ અર્જુનરથ હાંકયો ભુલગયે ઠકુરાઇ
એસી પ્રીતી બઢી વૃંદાવન ગોપિન નાચ નચાઇ
સુર કુર ઇસ લાયક નાહીં કહ લગ કરૌ બડાઈ

૮૪

સાચું તે સગપણરે સમજ મન સ્યામ તણું
બાકી સહુ જુઠું રે કશું નથી કામ તણું
જનુની જનક એવાં કર્યાં કેટલાં, તેં જેટલી ધરી દેહ.
લ્હેણ દેણીનો સંબધ તુટયો, ત્યારે મુકી ગયાં તેહ
કોઈએ ના બતાવ્યું રે ઠેકાણું વિશરામ તણું-સાચું તે.
જોની આ હરિ વીણ હેત ધરીને, કોણ આપે મનુષ્ય અવતાર
પશુ પક્ષી ફેડીને આપ્યો, તને ભજનતણો અધીકાર
ભજે તેને આપેરે પદ નિજ ધામતણું-સાચું તે.
અણું આશક્તિ કહુંમાં રાખીશ, માયા મનથી છોડ
નિશ્ચિંત થઇ સહુ શોક તજીને, પ્રીત પ્રભુજીસું જોડ.
દયાદિન રજનીરે રટણ કર રામ તણું-સાચું તે.

૮૫

મોહન મુજને મળ્યો હો સજની, નીરખી એને ન્યાલ થઇ-મો
હૃદીયામાં રંગ લાગ્યો નેહનો, ચિતથી ચિંતા દુર ગઇ-મોહ.
પ્રગટયો પરમાનંદ અંગમાં, નિર્મલ નિશ્ચે બની રહી-મો.
રામસંગ કહે પ્રીતની વાતો, વિચારી મેં તને કહી-મોહ.

૮૭

તું ઘટકે પટ ખોલ રે તોહે રામ મિલેગા,
ઘટ ઘટ રમતા રામરમૈયા કટુવચન મત બોલ-તોહે રામ.
રંગ મેહલમેં દીપક ઝલકે આસનસે મત ડોલ-તોહે રામ મિલેગા,
કહત કબીર સુનોભાઇ સાધો અનહદ બાજત ઢોલ-તોહે રામ.

૮૮

મન માને જબ તાર પ્રભુજી મન માને જબ તાર,
વેદ પુરાણ સબહી દેખે લાગત અંત ન પાર.-પ્રભુ.
ઘેરી ઘેરી નદિયા નાવ પુરાની કૈસે ઉતરો પાર,
મીરા કે પ્રભુ ગિરધર નાગર ચરનનકો આધાર.-પ્રભુ.

૮૯

નરતન જન્મ ધરી કહા કીના નરતન,
સર્વાધાર સબહીમેં વ્યાપક વે પદકું નહિ ચીના-નરતન.
રામ કૃષ્ણ શિવ શંભુ ઇનકા નામ ન મુખસે લીના-નરતન.
શીલ સંતોષ દયા દિલ ધરકે, દીનકું દાન ન દીના-નરતન.
વિષયનકું ચિત ચાહિ વૃથાસઠ, તન મન કીના મલીના-નરતન
દેવકૃષ્ણ અબ ગુરૂપદમે ચિત અર્પી રામ રસ પીના-નરતન.

૯૦

નારાયણ મેં શરણ તુમારી દયા કરો મહારાજ હમારે.
માત તાત સુત દાર સહોદર કોઈ ન આવત કાજ હમારે-નારા.
ભવસાગર જલ દુસ્તર ભારી તુમરે ચરન જહાજ હમારે-નારા.

પાપ અનેક કિયે જગમાંહિ તુમકો હૈં અબલાજ હમારે—નાથ.
બ્રહ્માનંદ દયા તુંમરીસેં સબ દુખ જાવત ભાજ હમારે—નાથ.

૯૧

આનંદ વધ્યોને રંગ ઉલટયોરે લોલ.
પ્રગટયા શ્રી પુરણબ્રહ્મરે સદગુરૂને શરણે જતાંરે લોલ.
તિમીર હતાં તે ગયાં ટળીરે લોલ ઉદય થયો જ્ઞાન કેરો ભાણરે
સદગુરૂને શરણે જતાંરે લોલ.
સંશય હતા તે સર્વે ગયારે લોલ વાગી ચુકયાં નિર્ભય નિશાનરે
સદગુરૂને શરણે જતાંરે લોલ.
અખંડ સ્વરૂપે હરિ ઓળખ્યારે લોલ સર્યાં સર્યાં સર્વે મારાં કાજરે
સદગુરૂને શરણે જતાંરે લોલ.
ક્રોધ, લોભ, મોહ ગુરૂએ ટાળીઆરે લોલ, રાખ્યાં હરિચરણની પાસરે
સદગુરૂને શરણે જતાંરે લોલ.

૯૨

આજ સખી શ્યામસુંદર બંસરી બજાઇ રી,
બંસીકી સુન અવાજ, તજકે ઘર કામકાજ.
ગોપી મીલકે સમાજ વૃંદાવન જાઇ રી-આજ સખી.
સંગ લીએ ગ્વાલબાલ, નાચ કરત નંદલાલ.
બંસી મુખમેં લગાઇ મધુર મધુર ગાયે રી-આજ સખી.
બ્રહ્મા સુરરાજ શેષ, શંકરગૌરી ગણેશ.
ધર ધર મનુંજવેશ, વૃંદાવન આયેરી-આજ સખી.
સબ જગકે કરનહાર, કીનો બ્રજવન વિહાર.
બ્રહ્માનંદ વારંવાર ચરણશીશ નાઇ રી-આજ સખી.

## ભુજંગી છંદ ૯૩

વાસીસ્વર્ગ સુરવર્ગ આશ્ચર્ય પામે, આ શું કર્મ પરબ્રમ્હને નંદધામે.
અખંડ અવિનાશ વપુવેષધારી, બાંધે ઉખળે બ્રમ્હને નંદનારી.
પ્રભુ અચ્યુતાનંદ અવ્યકત કહીએ, નવભારતી વેદથી ભેદ લહીયે.
નિરાકાર સાકાર આનંદકારી, બાંધે ઉખળે બ્રમ્હને નંદનારી.
ગુણાતીત ગોવિંદ ગરૂડગામી, વ્યાપ્ત માન સર્વ અંતરજામી.
પરાત્પર પ્રાણેશ સ્વ ઇચ્છાચારી, બાંધે ઉખળે બ્રમ્હને નંદનારી.
સહુસ્ત્રશીર્ષા બ્રમ્હ શ્રી શેષશાઇ, સર્વ સામર્થ્ય મહાસુર સુખદાઇ.
અસુરાંતર અઘનાશ અવિગત મુરારી, બાંધે ઉખળે બ્રમ્હને નંદનારી.
ચતુર્ભુજ ચિદરૂપ અક્ષય વાણી, ગદાશંખ સારંગધર ચક્રપાણી.
મુકતાનંદ મહારાજ સંસારતારી બાંધે ઉખળે બ્રમ્હને નંદનારી.
સર્વજ્ઞ મુખચંદ્ર શ્વેતત્વ પામ્યું, સંપુટ સાથ નિજ માતને શીષનામ્યું.
ભકતાધીન થઇ દીન ભરે નેત્રવારી, બાંધે ઉખળે બ્રમ્હને નંદનારી.
સુકૃત જસોમતીનું કોણ જાણે, નાવે પાર શતવર્ષ નિગમ વખાણે.
કહે પ્રેમાનંદ કોણ બુદ્ધિ ત્યાં મારી, બાંધે ઉખળે બ્રમ્હને નંદનારી.

### ૯૪

### ચોપાઇ

સર્વ વૈકુંઠ મુક્તિ મોક્ષ પાયે, એક નિમિષ હરીકે ગુણ ગાયે.
અનેક રાજભોગ બડાઇ, હરીકે નામકી કથા મન ભાઇ
બહુ ભોજન કાયર સંગીત રસના જપતી હરી હરી નીત
ભલી સુકરની શોભા ધનવંત, હિરદય બસે પુર્ણ ગુરૂમંત
સાધુસંગ પ્રભુદેહુ નિવાસ, સર્વ સુખ નાનક પ્રકાસ

૯૫

જાગ ગયા તબ સોના કયારે
જો નરતન દેવનકો દુર્લભ, સો પાયા અબ રોના કયારે
દારા સુત સદનમેં ફસકે, ભાર સબીકા ઢોના કયારે. જાગ૦
હીરા હાથ અમોલખ પાયા, કાચ ભાવમેં ખોના કયારે;
ઠાકુરસેં કરી નેહ અપના, ઇન્દ્રીનકા સુખ હોના કયારે. જાગ૦
જો દાતા મુખ માગે દેવે, તબ કોડી ભરી દોના કયારે
ગીરીધરદાસ ઉદર પુરે પર, મીઠા ઓર સલોના કયારે. જાગ૦

૯૬

રામનામ મુખ એક લે ઉચારી જાણુ મુળ મંત્ર મોક્ષકારી
શંકર શેષ એ ઉપદેશ રૂદે રાખે પ્રેમે નામ સુધા સદા તેનો ચાખે.
વદન વડે વારંવાર ભલું ભાખે પુરણુ પ્રેમ ધરે નેમ ભુલે કેમ
તજી વેમ જપે જેમ કુશળ ખેમ તરે તેમ સાધે એમ
એવા ધન્ય દેહ ધારી ધોરી કેલે ઉચારો
નામ મળે હરે જુઓ ઝેર પીધું પ્રલ્હાદે સ્મરયું ત્યારે નરસિંહ રૂપ લીધું
નામ જપે ધ્રુને અચળ ધામ દીધું
વળી અપાર, નામ આધાર પામ્યા પાર અતિ ઉદાર
સુજન હાર છે દાતાર કરે વિકાર
તરી સંસાર ગયા કોટી નરને નારી નારી કેલે ઉચારી—રામનામ.
ગુણાતિત ગુણાધિશ બ્રમ્હ કહે છે તેનું બોધક રૂપ પ્રણવનામ લે છે.
વેદ એક એવી વાતતો વદે છે.

વિના નામ નસરે કામ દક્ષિણુ વામ સર્વ ઠામ પુણું ધામ તે મુકામ
મળે રામ પોચે હામ જ્યારે સુઝે કોય. સારી
સારી કેલે ઉચારી—રામનામ.

૯૭

મારો નેમ ધરમ સૌ કૃષ્ણુ ભજન
નીત હરીનાં દરશન કરવાં, એજ અમારૂં દેવપુજન.
વૃંદાવન હરી લીલા જોવી, થયું હમારૂં યાગયજન.
જેના રૂદેમાં હરી વસે ત્યાં માયા ભચારીનું શું વજન.
ગણેશ કહે વૃજમાં જઈ રમિયાં, દેવ મુની વળી સાધુ સુજન.

૯૮

હરીભજ હરીભજ એક ચિત ભાવ,
સુમર સુમર ગોવીંદ ગુણ ગાવ
પ્રથમ દેહી જો ઘર આવે, કોટી જગન કોઇ કરે કરાવે,
કોટી તીર્થમેં કરે અસ્નાન, તોય ન હોવે એક નામ સમાન. હરી.
અનેક ધર્મ મનસેં ઉપજાવે, ચેઉ રહે કછુ ખાવે ન પીવે,
દશવે દ્વાર ચઢાવે પ્રાન તોહી ના હોવે એક નામ સમાન. હરી.
કાયા પલટ કરી બહુ જીવે, આગમ નિગમકી બાની સુનાવે,
કંઠ પાઠ પઢે વેદ પુરાન, તોહી ના હોવે એક નામ સમાન. હરી.
પંચાગ્નિ જલ જપ કરે, સિદ્ધવચન સે તાર્યાં તરે,
ગગન મંડળમેં લાવે જો ધ્યાન, સોઈ ના હોવ એક નામ સમાન. હરી.
કાશીમેં કરવત લીયો, યે તન હિમાળે ગાળે,
તુલા બૈઠેં દેવે જો દાન, સોઇ ના હોવે એક નામ સમાન. હરી
જ્યાપર ગુરૂ કીરપા કરે, પ્રેમભક્તિ હિરદેમેં ધરે,
યે કલીજુગકો યે પરમાન નામદેવ સુમરે શ્રી ભગવાન. હરી.

૯૯

ગુરૂબીન જ્ઞાન નહિ ન કોઉ પાવે,
સપ્તદ્વીપ નવખંડ તલાતલ, ચૌદ લોક ફીરી આવે—ગુરૂ.
વેદ પુરાન ષટ દર્શન દેખે, તઉપર અનુભવ નાવે—ગુરૂ.
જપ તપ વ્રત અરૂદાન કરે. ફીર સબ તીરથ ઘુમી આવે—ગુરૂ
મંત્ર જોગ ઓષધવિધી સાધે, તઉપર પરમ ન પાવે—ગુરૂ.
નરસીદાસ ગુરૂનાથ ચરન લીન, ઇત ઉત કહીમતી ધાવે—ગુરૂ.

૧૦૦

નામ સુન્યો હરી તેરો વિશ્વમભર નામ સુન્યો હરી તેરો,
ચીતતે ચિંતા દુર ગઈ સબ રાજી ભયો મન મેરો.
જલકે જીવ એક થલકે જીવ એક નભ અંતર બસેરો,
લખ ચોરાસીકી સુધ લેવે પોષત સાંજ સવેરો.
ઉદ્યમ રહીત જે જંત અનેક હે જાકો નબલ બુધ કરો,
કહે દેવો પ્રભુ દેત સકલકો બગ્રી નેન નિતં નેરો.

૧૦૧

આવેરે સંતકુ આદર દીજે, ચરણ ધોઇ ચરણામૃત લીજે,
ભાગ્ય બડે જાઘર સંત પધારે, કર સમરણ ભવપાર ઉતારે ભાગ્ય.
એહી સંતહે પર ઉપકારી, શરણુ આવે વાંકુ લેત ઉગારી ભાગ્ય
સાહેબકા ઘર સંતનમાંહી, સાહેબ સંત કછુ અંતર નાંહી ભાગ્ય.
એહી સંત મેરે દીલ પતીયાએ સાર શબ્દ નીજદેવ લીખાયે ભાગ્ય.
કહે કબીર સંત ભલેઉ પધારે. જુગ જુગકે કારજ સારે ભાગ્ય.

## ૧૦૨

હવે તું લે માળા, લે માળા.
મુકી દે બીજા ચાળા, હવે તું લે માળા.
માળા નારદજીનું નાણું, તને નહિં મળે આવું ટાણુ.-હવે.
માળાના મહાદેવ ભોગી, સનકાદિક થઇ ફરે જોગી.-હવે.
શુકદેવનું મનડું મોહ્યું. શ્રી હરિમાં સર્વસ્વ જોયું.-હવે.
માળા પ્રહ્‌લાદજીને પ્યારી, ક્ષણએક ન મેલે ન્યારી.-હવે.
મીરાંને લગની લાગી, એની ભવની ભાવટ ભાંગી.-હવે.
માળાથી મહાસુખ મળતું ચિત્ત બ્રમ્હાનંદમાં ચઢતું.-હવે.

## ૧૦૩

મારા જન્મ સંગાથી જદુરાય ગિરિવર ધારીરે,
તારી મૂર્તિ વસી છે ઉરમાંય ન મેલું ઘડી ન્યારીરે;
મારો હાથ ઝાલ્યો છે તમે નાથ ન દેશો મેલીરે.
તમ સાથે રંગીલા નાથ, બાંધી છે બેલીરે,
મારા પ્રિતમ જીવન પ્રાણ, જીવું છું જોઇરે;
તમ સંગે કરી છે ઓળખાણ, લોકની લજ્જા ખોઇરે.
છબી જોઇ અલૌકિક શ્યામ, મોહ્યું મન મારૂંરે,
બ્રહ્માનંદ કહે તન ધન ધામ, તારાપર વારૂં રે.

## ૧૦૪

મહાસુખ મુજનેરે હો આપ્યું, સંકટ જનમ મરણનું કાપ્યું,
પુન્ય પુરવના રે હો મળીઆ, મળતાં તાપ રૂદેનાં ટળીઆં. મહા૦

દરશન દુર્લભ રે હો પામી, હવે મારી સકળ વેદના વામી,
આનંદ ઉરમાં રે હો ભારી, હવે હું ન રહું કોઇની વારી. મહા૦
હરીસંગ હેતે રે બંધાણી, હવે મને ન ગમે બીજીવાણી,
અખંડ હેવાતણુ રે હો દીધાં, કહે મુક્તાનંદ કારજ સીધાં. મહા૦

૧૦૫

જન્મ સુધાર્યો રે હો મારો. મળીઓ નટવર નંદ દુલારો,
કરૂણા અતીશય રે હો કીધી, ભવજળ બુડતાં બાહ્ય ગ્રહી લીધી. જન્મ.
મુજપર અઢળક રે હો ઢળીઆ, કરૂણા કરી ઘર બેઠે મળીઆ,
મન દ્રઢ કરી હું રે હો મુરારી, હવે હું થઈ રહી જગથી ન્યારી. જન્મ.
આનંદ ઉરમાં રે હો ભારી, શીરપર ગાજે ગીરીવર ધારી,
નીર્ભય નોબત રે હો વાગી, કહે મુકતાનંદ ભ્રમણાં ભાંગી. જન્મ.

૧૦૬

કાલજું કોર્યું તે કોને કહીયેરે, ઓધવ છેલછબીલરે.
વેરી હોય તો વઢતાંરે ફાવીએ, પણ પ્રાણથી પ્યારો એને લહીએરે ઓ.
કળ ન પડે કાંઇપેર ન સુઝે, રાત્ર દિવસ ઘેલાં રહીયેરે; ઓધવ.
કાંઈ વસ્તુમાં ક્ષણ ચિત્ત ન ચહોંટે, અલબેલો આવી બેઠો હઇયેરે ઓ.
દયાના પ્રીતમજીને એટલું જઇ કહેજો, કયાંસુધી આવા દુઃખ સહિયેરે ઓ.

૧૦૭

કિનહું ન પાયો પાર, પૂન્ય બીન કીનહું ન પાયો પાર.
પ્રસન્ન પુનતેં હોત પરિબ્રમ્હ, આયે બલીકે દ્વાર
ચીરકી તંતુ દ્રુપત સુતાકી, હરી કર બાંધે સંવાર.
તાહી લેખ પ્રભુ અંબર પુરે, તિનકો ન લાગીવાર.

સુદામાજીકે તાંદુલ ત્રિકમ નિજકર લીયે પસાર.
દારિદ્ર દુર કીયે ઇક છીનમેં દીએ પદાર્થ ચાર.
એક પત્ર ફુલ એક કુલ હે, તીરથ ઉદક ઉદાર.
જબતે એક સમર્પે હરીકો, તબતે કરે ઉધાર.
બીજ બોયે બીન કબના ઉગે, કોટિક કરે ઉપાય.
દેવા દત બિન રામ મિલે નહિં, સાધન દીયો બતાય.

૧૦૮

શ્રીજળાળાના વચન ઉર આણ્યાંરે,—રંગભેર રમવાને.
ગોપી પૂરાં પ્રેમીજન જાણ્યાંરે,—રંગભેર રમવાને.
બંસીનાદ મધુરાં વાયાંરે,—રંગભેર રમવાને.
નભ દેવ વૈમાને છાયાંરે,—રંગભેર રમવાને.
જોવા જુમનાજી આવ્યાં આઘાંરે,—રંગભેર રમવાને.
સૂકા વૃક્ષોમાં ફળપુલ લાગ્યાંરે,—રંગભેર રમવાને.
ખગ મ્રગ મીન માંહી રહ્યાં તાનેરે,—રંગભેર રમવાને.
પાણી થઇને પાષાણ ગળ્યાં જ્ઞાનેરે,—રંગભેર રમવાને.
જુએ શીવ વિરંચી સરખારે,—રંગભેર રમવાને.
કરે પુષ્પ તણી બહુ વરખારે,—રંગભેર રમવાને.
તાન માન છંદ ગીત ગાય ગોપીરે,—રંગભેર રમવાને.
અલબેલા સંગે નાર ઓપીરે,—રંગભેર રમવાને.
ત્યાં થઇ રહ્યો થૈ થૈઇ કારરે,—રંગભેર રમવાને.
જુથ જુવતીના અનંત અપારરે,—રંગભેર રમવાને.
પૂરો પ્રેમી તે જનની આશરે,—રંગભેર રમવાને.
જશ ગાય જન પ્રીતમદાસરે,—રંગભેર રમવાને.

## ૧૦૯

ચાલો વેગે વંદ્રાવન જઈએ,—વાલાની વેણુ વાગે છે.
હરી મળવા વાધ્યું છે હેત હૈયે,—વાલાની વેણુ વાગે છે.
નેહે નિરખવા ગોપીકા નીસરી,—વાલાની વેણુ વાગે છે.
શુદ્ધ બુદ્ધ સૌ દેહની વીસરી,—વાલાની વેણુ વાગે છે.
અંગે અવળાં અંબર ઓઢીયાં,—વાલાની વેણુ વાગે છે.
કેણે ધાવતાં બાળ વછોડીયાં,—વાલાની વેણુ વાગે છે.
કેણે સેંથે તે કજળ સાર્યાં,—વાલાની વેણુ વાગે છે.
લેઇ સિંદુર નૈણાં સાર્યાં,—વાલાની વેણુ વાગે છે.
કોણે પયમાં પાણી રેડ્યાં,—વાલાની વેણુ વાગે છે.
કેણે મરચાં મોદક ભેળ્યાં,—વાલાની વેણુ વાગે છે.
કેણે તક્રતણાં તુપ તાવ્યાં,—વાલાની વેણુ વાગે છે.
જે જેમ તે તેમ મળી આવ્યા—વાલાની વેણુ વાગે છે.
પ્રીતમના સ્વામીની પાસ આવ્યાં,—વાલાની વેણુ વાગે છે.
વ્રીજબાળાને વેગે બોલાવ્યાં,—વાલાની વેણુ વાગે છે.

## ૧૧૦

રાગજું કોયું મારા રાજ કયમ કરીયે, ચિતડું ચોર્યું મારા રાજ કયેમ ટેક
રાજના રૂપની સહેજે સમાધિ, એમાં તે કાંઇ નહિ સુઝેરે કાજ મારા.
વાલાને ભાળે હમે વિહ્વળ થઇએ, તે પેલા દુરીજનીયાને મનદાઝ મારા
દુઃખ દરિયાથી હમને બુડતાં રાખો, બાંધો આપ નામની પાજ મારા.
મળવા મોહનવર વેદ સહીત કુલ, લોકડીઆની તજી લાજ મારા.
અંતરના અભિલાખ હમારા, પૂરો દયા પ્રીતમજી આજ મારા.

## ૧૧૧

નંદલાલસાથે લાગ્યું છે લગન જો. ઘેલી કીધી મને ગોવાળીએજો ટેક
કોટી કંદ્રપસરીખી છબી શોભતીજો, કામણગારાં રસિક રત્નમય
લોચનજો ઘેલી.
એનું સર્વ સારૂં લાગે શું વખાણીયેજો પૂર્ણ પ્રેમરસમય એનું તનજો ઘેલી.
વશીકરણ વિદ્યા ભરી એની વાંસળીજો, ચોરે ચિત્ત થાય વ્યાકુળ
મુજ મનજો ઘેલી.
મુને ગીરધારી વણ ગમતું નથીજો, કોને દાખું અંતરની અગનજો ઘેલી.
માહરી સૈયરો કહેતી તે હું નવ માનતી જો, એતો મોહની સ્વરૂપ
છે મોહનજો ઘેલી.
હુંતો સાસરેથી પીયર ત્યાંથી સાસરે જો, કંઇ કળ ન પામે
મોહનપાખે મનજો ઘેલી.
લાગી તાલાવેલી ફટકારી સરખી ફરૂં જો, નાવે નિદ્રા કાંઈ ભાવે
ના ભોજનજો ઘેલી.
હુંતો પાયે લાગીને પાલવ પાથરૂંજો, મેળવે દાસ દયાના
સ્વામીન જો ઘેલી.

## ૧૧૨

બ્રહ્મણાં ભાંગીરે હૈયાની, નથી એ કેને વાત કહ્યાની,
વીતી હોય તે રે હો જાણે, અણસમજુ ભલે ઇર્ષા આણે –બ્રહ્મણાં.
જે રસ મુનિવર રે હો માણે, વાલે મારે સુલભ કર્યો આ ટાણે,
પ્રેમી જનને રે હો પ્યારો. મુજને મળીયો નંદ દુલારો.–બ્રહ્મણાં.
મહા રસ મુજને રે હો આપ્યો, શંશય બ્રહ્મ સમુળો કાપ્યો,
હવે હું મહાસુખ રે હો પામી, મળીયા મુક્તાનંદના સ્વામી –બ્રહ્મણાં.

૧૧૩

વય સુખમય જીવન મારૂં, પળ પણ કયાંથી પરવારૂં,
અજર અમર અખંડ અવીનાશીનું, ચીતમાં ચીંતન થાતું.—પળ૦
પરમ બ્રહ્મ શું પ્રીત કરીને, મન બીજે નથી બંધાતું,
કામ ક્રોધ મદ લોભ તજીને, થાય અંતરમાં અજવાળું.—પળ૦
શ્યામ સુંદર વરનું સુખ મેલી, અહોનીશ ક્યાં અથડાવું,
અહોનીશ હરી સ્મરણ કરતાં, થયું શાન્ત મન મારૂં.—પળ૦

૧૧૪

જેનું હરિ ચર્ણે ચિત લાગું, તેનું જનમ મરણ ભય ભાંગ્યું,
જેણે હેતે હરિને ભજીયા, તેણે ત્રિવિધ તાપને તજીયા;
જેણે લાભ હરિ ભજી લીધું, તેણે કામ તે ઉતમ કીધું—જેનો.
ગુણ ગોવિંદના જે ગાસે, તેનો જન્મ સુફલ તે થાસે,
દેવો કહે વાત વિચારો, ધરિ પ્રેમ હૃદય હરી ધારો.—જેનો.

૧૧૫

માયા તજી ભજલે મનમોહન, નહિતર ફીર પછતાઓગે;
માયા. ટેક.
માનુષ દેહ દુર્લભ દેવનકું, ફિરકે તુમ કહાં પાઓગે.
કાલ બ્યાલકે બદન પરોગે, કામ દામ લલચાઓગે.
બિન પ્રયાસ પરમ પદ પૈહો, દયા પ્રીતમ ગુન ગાઓગે.

૧૧૬

થયો છે લક્ષ્મીવરનો દાસ, બરાબર રાખ હવે વિશ્વાસ,
તું નથી દેખી શકતો, પણ એ સદા વસે છે પાસ.—થયો૦
ભુલી જાય કદી પણ એવી, પ્રભુમા નથી કચાસ,
એના પદ પકડી બીજાની, કદી ન રાખો આશા.—થયો૦

૧૧૭

બાળા દેખાડ દેખાડ તારો વૈંકુઠપતિ, એમ હોકારે બકારે બોલ્યો મુઢમતિ;
હુંતો મનમા ન રાખું કેની બીક રતિ, બાળા દેખાડ તારો વૈંકુઠપતિ.
હમણા પ્રહાર કરીને તારા પ્રાણ હરૂં, ત્યારે હિરણ્યકશિપુ મારૂં નામ ખરૂં;
હુંતો બ્રહ્માંડમાં ભયકેનો નવધરૂં, બાળા દેખાડ દેખાડ તારો વૈંકુઠપતિ
હુંતો વેરીતણે છળે બળે માર્યો નમરૂં, વર બ્રહ્માએ આપ્યા તે અભિમાન ધરૂં;
તેણે સકળ ભુવનમાંહે પુલ્યો ફરૂં, બાળા.
મને શું કરે તારો રામ રીશ કરી, મારી સન્મુખ ન શકે ધીર ધરી;
ગયો વૈંકુઠથી નાશી મારે ત્રાસે કરી, બાળા.
વર બ્રહ્મ તણો મિથ્યા કરે કોણ વળી, જેથી પ્રગટિ સૃષ્ટિ વિવિધ સઘળી.
મુને સ્હાય થયો છે તપમારે મળી, બાળા.
એવો દિવસ કયો જે દેખું દેવ હરી, જુદ્ધ કરૂં તેની સાથે કર ખડગ ધરી;
પહેલો એ મળે તો મેલું બીજી વાત પરી બાળા.
એવું વચન સુણીને બોલ્યો બાળ મુખે, રાજા બળ શાને કરો બેસી રહોને સુખે.
હુંતો દુબળો થાઉ છું તમારે દુઃખે દાદા દેખાડું શું રામ મારો રહયો છે બ્યાપી.
બધી સૃષ્ટિ સુરાસુર એણે થાપી, દાદા દેખાડું શું રામ મારો રહયો છે બ્યાપી.
મારો પ્રભુજી વસે છે ત્રૈલોક વિષે, એને ન જાણો આપણથી દુર રખે;
નથી બ્રમ્હાંડમાં કોઇ મારા નાથ પખે, દાદા.

એતો આત્મસ્વરૂપી સહુમાંહે વસે, જેમ દર્પણમાં પ્રતિબિંબ ધસે;
તેમ સઘળે ગોવિંદ અળગો ન ખસે, દાદા.
ત્યારે બોલિયો અસુર મન ક્રોધ થકે, અલ્યા જાણ્યું અજાણ્યું કેટલું બકે;
એક આ સ્થંભથી પ્રભુ તારો પ્રગટી શકે, ? બાળા.
એવું સુણી બાળક કર જોડી કહે, મારા સ્વામીજી મહિમા તો સત્ય લહે;
હુંમાં તુંમાં સ્થંભ ખડગમાં સહુમાં રહે, દાદા
પછી પ્રલાદ સંભારે વૈકુંઠધણી. નિરખિ પ્રેમેશું જોયું ત્યાં સ્થંભ ભણી;
માંહે દીઠા નરસિંહ ત્રૈલોક ધણી, દાદા.
દેખી સ્થંભને પ્રહલાદે પ્રણામ કર્યો. મન આણંદ આણી પ્રદક્ષિણા ફર્યો.
એવું દેખીને દાનવપતિ ક્રોધે ભર્યો, બાળા
બાધો સ્થંભશું વછુટે ઉડયો ખડગ ધરી દાઢી મુંછ પછાડી દોડી દોટ દઈ;
ફાટયો કડડડ સ્થંભ ધરા ધ્રુજી રહી, બાળા.
દીઠો કારમો કેસરી નર પ્રગટ થયો, રૂપ નિહાળી દાનવપતિ દુર ગયો;
ધરી ઢાલ ખડગ આવી ઉભો રહયો, જુઓ પિતાજી પ્રેમે મુજ વૈકુંઠપતિ

૧૧૮

હો પ્રિય બ્હેની. ! હરિજ્ઞાન વિના સંસાર તો સર્વ અસાર છે,
જગમાં જન્મી, હરિ સ્વરૂપ જાણ્યા જે તે ભવ પાર છે.—ટેક.
પૂર્વે જો મૈત્રેયી નારી, મુનિ યાજ્ઞવલ્કયની સ્ત્રી સારી,
ગ્રહ્યું જ્ઞાન પ્રપંચને વિસારી. હો પ્રિય૦
ગાર્ગી પણ સ્ત્રી જાતિ કહાવી, જેને અન્ય વાત ઉર ના ભાવી,
થઇ નિર્ભય પુરૂષ પદે આવી. હો પ્રિય૦
વિષયાએ વિદ્યા જો ધારી, વરી ચંદ્રહાસને ઉગારી,
જો રુકિમણી રૂડી ભણનારી, હો પ્રિય૦

ધન્ય ભક્તિવંત મીરાંબાઇ. અનન્ય ભજી શ્રી વ્રજરાઈ,
દ્વારકામાં દેહ દેવ વિષે સમાઇ. હો પ્રિય૦
દ્રોપદિને ચિર પૂરયાં બહુ હરિ, જયદેવની સ્ત્રી મુઈ જીવતી કરી.
ભક્તિએ કુંતાધીન હરિ. હો પ્રિય૦
વિઠ્ઠલ ભક્તિવંત મુક્તાબાઇ, જ ી જાણે વિઠ્ઠલ ધ્વનિ ગ ઇ,
દરાણું દળીયું વિઠ્ઠલ રાઈ. હો પ્રિય૦
કરમાની ક્ષિપ્રા વ્હાલ વિચારી, જમીયા જગદીશ્વર ગિરિધારી,
શબરી ફળ ખાધાં અવધ બિહારી, હો પ્રિય૦
શતરૂપા દેવહુતિ સુનિતિ, વિંધ્યા યજ્ઞ પત્નિ ગોપીજન પ્રિતિ,
ભાગવત પુરાણુથી લ્યો પ્રતિતિ. હો પ્રિય૦
એવી અગણિત સતિ કૃતિને ન્યાળી સાચું સુખ લેવું મોહ ટાળી,
ગુણવંતી થશો અતિ ભાગ્યશાળી. હો પ્રિય૦
જ્ઞાને પ્રેમ જેનો પ્રભુસું લાગે, તેના સર્વ દુઃખ સ્હેજે ભાંગે,
દયો કરગરી કૃષ્ણ પાસે માગે. હો પ્રિય૦

૧૧૯

હરી નામ સુમર સુખ ધામ, જગતમેં જીવન દો દિનકા,–ટેક.
પાપ કપટ કર માયા જોડી, ગર્વ કરે ધનકા;
સબી છોડકર ચલા મુસાફર ( ૨ ) વાસ હુવા વનકા.—જગતમેં.
સુંદીર કાયા દેખ લુભાયા, લાડ કરે તનકા,
છુટા શ્વાસ વિખર ગઇ દેહી ( ૨ ) જયોં માલા મનકા.—જગતમેં.
જોબન નારી લગે પીયારી મોજ કરે મનકા,
કાલ બલિકા લગે તમાચા ( ૨ ) ભુલ જાય ઠમકા.—જગતમેં.
યહ સંસાર સ્વપનકી માયા. મેળા પળ છીનકા,
બ્રહ્માનંદ ભજન કર બંદે ( ૨ ) નાથ નિરંજનકા.—જગતમેં,

૧૨૦

મારા શામળીયાજી શેઠ (૨) તમે અમને લઇ ચાલો વૈકુંઠ ઠેઠ.
સુદામાનું સંકટ હરીયું, મુષ્ટિક તાંદુલ માટે,
કરમાબાઇનો ખીચડો ખાધો, જુગદીશ પાછલી રાતે મારા.
અહલ્યા નારી ગૌતમની, પ્રભુ ચરણ રજથી તારી,
સવરી કેરાં એઠાં બોર, આરોગ્યા ગીરધારી મારા,
કુબજા દાસી કંસની પ્રભુ, ચંદન માટે સ્થાપી,
ઝેર ભરીને માસી આવી, જશોદા પદવી આપી મારા.
દીન દ્રૌપદિ પોકારશુણી હરિ દ્વારકામાંથી આવ્યા,
કૌરવની સભામાં હરજી, ચીર પુર્યાં મન ભાવ્યા મારા.
મીરાં ઉપર ક્રોધ કર્યો, રાણાએ હરજી જ્યારે,
હેત કરીને સમાવ્યા, ચાંપી હદીયા સાથે ત્યારે મારા.
કર જોડીને ગોપીજને કહ્યું વહાલા ના વિસારો,
અમે તમારે શરણે રહીએ, ભવસાગરથી તારો મારા.

૧૨૧

દો દિનકા જગમેં મેલા, સબ ચલા ચલીકા ખેલા;
કોઇ ચલા ગયા કોઈ જાવે—કોઈ ગઠડી બાંધ સિધાવે;
કોઇ ખડા તૈયાર અકેલા, સબ ચલા.
કર પાપ કપટ છલ માયા, ધન લાખ કરોડ કમાયા;
સંગ ચલે ન એક અધેલા, સબ ચલા.
સુત માત નાર પિતુભાઇ, કોઇ અંત સહાયક નાહી;
કયોં ભરે પાપકા થેલા, સબ ચલા.
યહ નાશવંત સંસારા, કર ભજન ઈસ કા પ્યારા;
બ્રહ્માનંદ કહે સુણ ચેલા, સબ ચલા.

૧૨૨

ભક્તિ ઉપર જેને ભાવ છે રાધે ગોવિંદા ત્હેના તે સવળા દાવ છે-રાધે.
હૈડે હરિનું જેને નામ છે રાધે. ત્હેને તો ઠરવાના ઠામ છે-રાધે.
ભકિતએ શકિત અપાર છે રાધે. ભુતળ તેનો ભાર છે-રાધે.
ત્રિકમ સંગાતે તાન છે રાધે. મહિતળ તેનું માન છે-રાધે.
પુરૂષોત્તમથી પ્રેમ છે રાધે. તેનાપર મોહનની રેમ છે-રાધે.
પ્રભુજીની સાથે જેને પ્રીત છે રાધે. તેની તો જગમાં જીત છે-રાધે.
હરિ જેના હૈયાનો હાર છે રાધે. ભવથી બેડો ત્હેનો પાર છે-રાધે.

૧૨૩

તમે એકવાર ધુન મચાવોરે રામ નામની,
તમે ધુનથી ત્રીલોકને ગજાવોરે રામ નામની;
પ્રેમથી આવો ધુન મચાવો, ગોવિંદ ગુણગાઈ.
ગામને જગાવો, રસના રૂપાળીને રામ રટાવો,
હૈયામાં હરિ નામ હીરલો જડાવો, કૃષ્ણ કૃષ્ણ;
કહી તમે પાપને નસાવો ભાગ્યશાળી;
આવો જન્મ સુધારો તમે એકવાર ધુન મચાવો.

૧૨૪

તારા મુખપર મોહનલાલ જાઉં બલિહારી,
તમે ભલે પધાર્યા ગોવિન્દ ગિરિવરધારી.
અઢળક આજ ઢળ્યા અલબેલા કીધી કૃતાર્થ કાનરે,
તનના તાપ હર્યાં મ્હારા વ્હાલા દીધાં દર્શન દાન.—જાઉં.
સુંદર મુખ છો સુખના સાગર નાગર નવલ કિશોર,
પુરૂષોત્તમ છો પરદુઃખ ભંજન મુજ ચિત્તડાના ચોર.—જાઉં.

છેલ છબીલા તારા મુખની વાણી સાંભળી થઇ છું ન્યાલ,
નેણાં સફલ થયાં મ્હારા વ્હાલા નીરખી સુંદર ચાલ—જાઉં.
સફળ જન્મ કીધો મનમોહન હેતે સાહ્યો મ્હારો હાથ,
સ્નેહે સન્મુખ આવ્યા સ્વામી પ્રેમાનંદના નાથ.—જાઉં.

૧૨૫

જેને જોઇએ તે આવો મોક્ષ માગવા રે લોલ,
આજ * ધર્મઋષિને દ્વાર.—જેને જોઇએ
આવો પ્રગટ પ્રભુને પગે લાગવા રે લોલ,
વ્હાલો તરત ઉતારે ભવપાર—જેને જોઇએ.
શીદ જાઓ છો બીજે શીર કુટવા રે લોલ,
આવો સત્સંગ મેલીને મોક્ષરુપ—જેને જોઇએ.
આણો પ્રેમ પ્રતીતિ સાચા સંતમાં રે લોલ,
થાશે આનંદ અતિશય અનૂપ.—જેને જોઇએ.
સદા સાચું અમારૂં ધન શ્રીપતિ રે લોલ,
નથી પરવા બીજાની લગાર.—જેને જોઇએ.
વિના શ્રમે મળે છે મન ભાવતું રે લોલ,
સાચા ભાવનીજ માત્ર દરકાર.—જેને જોઇએ.
સહુ અર્થો સદા એ થકી સરે રે લોલ,
ભરેલો છે અખુટ ભંડાર—જેને જોઇએ.
અન્ય સ્વાદો એની પાસે અલ્પ છે રે લોલ,
સહુ સારતણો ઉત્તમ સાર.—જેને જોઇએ.

---

* સહજાનંદ સ્વામીનાનારાયણના ઇષ્ટ દેવ શ્રી નરનારાયણ છે. નરનારાયણના પિતાનું નામ ધર્મઋષિ હતું.

કામ આવે અહીં એ બધી વાતમાંરે લોલ,
એથી સ્હેજે જવાય ભવપાર.—જેને જોઇએ.
ઘણા હેત મળાય છે ગોવિંદનેરે લોલ,
જેને નેતિ નેતિ વેદ ગાય—જેને જોઇએ.
જેને કાજે દમે છે મુનિ દેહનેરે લોલ,
એતો અખંડ સ્વરૂપે ઓળખાય.—જેને જોઇએ.
વ્હાલો તરત છોડાવે કાળ પાશથીરે લોલ,
પ્રેમાનંદને પ્રભુએ દીધાં કોલ.—જેને જોઇએ

૧૨૬

ફિકર હવે ના રહી, અમારે ફિકર હવે ન રહી
હરિની ઓથ ગ્રહી—અમારે ફિકર.
જે સહુ જગનું રાજ્ય ચલાવે તેની કૃપાજ થઇ—અમારે ફિકર,
જે સહુ જગના મનના માલીક તેને વિનંતિ કહી—અમારે ફિકર.
શરણુ થતાંજ મુકિત દે તેના પદમાં પડયાં જઇ—અમારે ફિકર,
અનંત શ્રેય અમારૂં કરશે એ અહીંને તહીં—અમારે ફિકર

૧૨૭

મેં નિત્ય ભકતન હાથ બીકાઉં આઠોયામ રહયમે રાખું પલક
નહિ બિસરાઉં મેં

કલન પરત વૈકુંઠ બસત મોહી યોગિ મન ન સમાઉં—મૈં નિત્ય.
જહાં મમ ભકત પ્રેમયુત ગાંવહીં તાહાં બસત સુખ પાઉં—મૈં નિત્ય.
ટારીં અપને વચન ભકત લગિ તિનકે બચન નિભાઉં—મૈં નિત્ય.
ઉંચનીચ સબ કાજ ભકતકે નીજ કરી સકલ બનાઉં—મૈં નિત્ય.
પ્રેમ સહિત જલ પત્ર પુષ્પ ફલ જો દેવે સો ખાઉં—મૈં નિત્ય.
ભકત કહે સોઈ કરો નિરંતર બેચે તો બિકજાઉં—મૈં નિત્ય ભકતન હાથ.

### ૧૨૮

નામ સમાન ન કોઇ પ્રભુજીકે નામ સમાન કોઇ,
જપતપ તિરથ વ્રત જોગ જગન જેહી મુકિતકે સાધન સોહી—પ્રભુજીકે.
જ્ઞાન ધ્યાન અરૂ સાધન મનકો વેદ પઠન કરે કોઇ—પ્રભુજીકે.
ભુમી કંચન દાન દીએ સબ નામકે તુલ્ય ન હોઇ—પ્રભુજીકે.
નામકો મહાત્મ જાણે મુનીજન ઉરમેં રાખ્યો પ્રોઇ—પ્રભુજીકે.
દેવા કહે નિજ નામકી દીજે પ્રેમ દોરીમેં પ્રોઇ—પ્રભુજીકે.

### ૧૨૯

સંતનકી પત્તરાખી પ્રભુ તુમ સંતનકી પત્ત રાખી,
સાહે કરી તુમ સચ્ચિદાનંદ વેદ વિદિત જગ સાખી.
ધ્રુવ પ્રહલાદ આદિ ભગવત જન પરચ્યોં દેખાયો આંખી—પ્રભુતુમ.
જહાં ત્હાં પ્રભુ રક્ષા કીની કેતો કહે જહાં ભાંખી.
પ્રભુજી તુહ્મારી શરણુ પ્હોંચ્યો મેં ચરણુ કમલ અભિલાખી—પ્રભુતુમ.
દેવાકી પત્તરાખી દયાનિધિ તુમપે અરજ યહીં રાખી—પ્રભુતુમ.

### ૧૩૦

આવો આવોને નંદજીના લાલારે રમીએ રાસ રૂડો રાસ રૂડો,
પૂરો મનના મનોરથ વ્હાલારે રમીએ રાસ રૂડો રાસ રૂડો.
સખી સરખે સરખી શણુગારી તમને જોવા મળી વ્રજનારીરે-રમીએ.
અમે ગીત ગાઇએ લલકારી તેમાં બંસી બજાવો તમારીરે-રમીએ.
ધીરે ધીરે મધુર સૂરે ગાતા આવો વાલમ મોરલી વાતારે-રમીએ.
હોંસે હોંસે લઇ વાંસળી હાથે રૂડા શોભો છો ગોપીઓની સાથેરે-રમીએ.

નિત્ય નિત્ય કરોછો આવી હાંસી તમે ઘેલાં કીધાં વ્રજવાસીરે—રમીએ.
તાતાથૈની રહે ધુન લાગી સહુ સરખાં છીએ અનુરાગીરે—રમીએ.
ધન્ય ભાગ્ય અમારા જાણું આજ બ્રહ્માનંદ રસ માણુંરે—રમીએ.
અનુવીનવીએ પૂરણ કામી શ્રમ થાશે તો સેવીશું સ્વામિરે-રમીએ.

૧૩૧

મ્હારૂં મનડું રોકયું ન રોકાય બંસી વાગે છે,
મ્હારા ચિત્તમાં તાલાવેલી થાય.—બંસી.
સુણ્યો સ્વર મીઠો. વ્હાલો ન દીઠો મ્હારી પલ પલ જુગ જેવી જાય—બંસી.
ઉર છબી ઉઠી, રહું ન વિખુટી મ્હારી સઘળી તે શુધ બુધ જાય-બંસી
ગોપીઓની સંગે, રાસ રચ્યો રંગે. આનન્દ ઓઘ ઉભરાય—બંસી.
જમુનાના તીરપર, નાચે જયાં નટવર દેવ વધાવા જાય—બંસી.
લાગી સમાધિ ગઇ આધિ વ્યાધિ સુખ મુખે કહયાં નવ જાય—બંસી.
અનુસખી ચાલી, વાટ એજ ઝાલી મળી મોહનને પડી પદમાંય—બંસી.

૧૩૨

ચાલો નિરખીએ રણછોડરાય ઠાકોર ડાકોરના એતો વેદ પુરાણે વંચાય ઠા
નટવર નાગર શોભાના સાગર સમોવડ કોઇ ન કહેવાય-ઠાકોર ડાકોરના
ત્રિભુવન નાયક સેવવા લાયક શંકર સંકર્ષણ ધાય—ઠાકોર ડાકોરના
જાતાં શરણ વ્હાલો રાખે છે ચરણે બીજા સાધન નવ સ્હાય—ઠાકોર ડા.
દેવને દુલર્ભ સુખ તે કરે સુલભ ચરણ કમળ ચિત્ત સ્હાય—ઠાકોર ડાકોર
દયા પ્રિત્તમ એવા કૃપા સિંધુ તજીને બીજે ભજે છે બલાય—ઠાકોર ડા

૧૩૩

નંદલાલે વજાડી છે વાંસળીરે,
હવે ઘરમાં તે ક્ષણું ન રહેવાય.—નંદલાલે.

હુંતો ઘેલી ફરૂં છું ઘર આંગણેરે જોયા વિના મને જપ નવ થાય-નંદ.
નાદ સુણીને ચોરાયું મારૂં ચિત્તડુંરે મારી પળ પળ જુગ જેવી જાય—નંદ.
મહા બ્રહ્માનંદ રસ છાઇ રહ્યોરે રમે રાસ રસિક નંદલાલ-નંદ.
દેવ દેવી આવ્યા આકાશમાંરે જોઇ હરિને હૈડે હરખાય—નંદ.
વ્હાલો ઉભા કાલિંદિને કાંઠડેરે એની શોભા મુખે ન વર્ણાય—નંદ.
મને મોહિનિ લગાડી નટ નાગરે અતિ આનંદ અંગ ન સમાય—નંદ.
કીધાં રસબસ રસમાં રસીકડેરે પ્રેમાનંદને મળ્યા ઘનશ્યામ—નંદ.

## ૧૩૪

આજે આનંદના ઓઘ છેરે આવો ભાવેથી ભજીએ.
ભુધરજી ભજવા યોગ્ય છેરે આ૰ પ્રેમ સુધારસ પીજીયેરે—આવો.
દેહ ધર્યાનો લ્હાવો લીજીયેરે, આ૦ રૂપ એનું રૂદીયામાં રાખીએરે—આવો.
મુખેથી ગુણ એના ભાખીયેરે, આ૰ વ્હાલોજી વ્હાલ વધારશેરે—આવો.
મોહનજી મંદિર પધારશેરે, આ૦ જન્મ મરણ દુઃખ કાપશેરે—આવો.
મોક્ષના સુખડાં આપશેરે, આ૦ શામળીઓ કારજ સારશેરે—આવો.
પ્રિતમનો સ્વામી તારશેરે, આવો ભાવેથી ભજીએ

## ૧૩૫

વાંસલડી કોણ વાય છે આ વેરણ વાંસલડી કોણ વાય છે,
સુણતા કલેજું કોરાય છે આ વેરણ વાંસલડી કોણ વાય છે.
શ્રવણે સુણીને મારૂં મનડું તપે છે, મળવાને મન અકળાય છે. આ વેરણ.
કામકાજ મને કાંઇ નવ સુજે, ઘેલું ઘેલું ઘરમાં ફરાય છે આ વેરણ.
પતિસુતમાંથી પ્રીતી તજીને, વ્રજબાળા વેરાગી થાય છે. આ વેરણ
પ્રેમાનંદનો નાથ જોયા વિના, પળ એક જુગ સમ જાય છે. આ વેરણ.

૧૩૬

આંખો આગળરે રહેજો, અમને નિત્ય નિત્ય દરશન દેજો,
સુખના સાગરરે સ્વામી, તમને પુરણ પુન્યે પામી
તમને જોઇનેરે જીવું, મ્હારે બીજા કોઇથી ન બ્હીવું,
સદા તમારેરે સંગે, આનંદ ઉમંગ વાધ્યો અંગે.
એ આનંદની રે લેહર, તે સુખ વર્ણવીએ કઇ પેર,
જેને ઉપજે તે જાણે, મન પોતાનું મહાસુખ માણે.
મનના મનોરથરે એવા, કરીએ સદા તમારી સેવા,
એ સુખડાનીરે વાતો, આનંદ કહું પણ નથી કહેવાતો.
તાર ન તુટે રે તમસું, અરસ પરસ મન થયું એક સરખું,
ગોઠડી ગોવિન્દ રે કરાયે, શ્યામસુંદર નવ પાછા ફરીયે.
પ્રભુ પ્રિતમના રે પ્યારા, પલક ન રહેશો અમથી ન્યારા,
આંખો આગળરે રહેજો.

૧૩૭

ઓરા આવોને નંદજીના લાલ, રાખું મારા નેણામાં છો ભકત તણા
પ્રતિપાલ રાખું.
તમે પ્રગટયા અમારે કાજ, રાખુ. દીનબંધુ છો ગરીબનીવાજ રાખું.
આવો સુંદરશ્યામ સુજાણ, રાખું. તમે છો મારા જીવનપ્રાણ રાખું.
જોઇ રસીક સુંદરવર રૂપ, રાખું. છો પાવન પરમ અનુપ રાખું.
મારી લાગી છે તમ સંગ પ્રીત, રાખું. છે મનમોહનમાં ચિત્ત રાખું
આપો તમારા જનનો સંગ, રાખું. મારા મનમાં એજ ઉમંગ રાખું.

એજ અરજી દયાનીધી દેવ, રાખું આપો ચરણ કમળની સેવ રાખું.
મને વાલા લાગો છો મહારાજ, રાખું મારા સર્વે સુધાર્યા કાજ રાખું.
હરીકૃષ્ણ હરી ઘનશ્યામ, રાખું, શ્રી નરનારાયણ નામ રાખું.
પુરૂષોતમ પુરણ કામ, રાખું. પ્રેમાનંદના છો સુખધામ રાખું.

૧૩૮

શ્યામને, શ્ય મને, શ્યામનેરે, હું તો નહિં રે વિસારૂં ઘડી શ્યામને
અલબેલો વહાલો રંગનો રસીલો, પ્રાણજીવન સુખધામનેરે·હું તો નહિં રે.
હૈયાનો હાર હરિવર મ્હારો, પલના મુંકુ એના નામનેરે–હું તો નહિં રે.
મનમોહન મધુસુધન ઉપર, વારી વારી નાખું કોટી કામનેરે–હું તો નહિં રે.
પ્રેમાનંદ કહે જોઇ જોઈ જીવું, આનંદકારી આત્મ રામનેરે–હું તો નહિં રે.

૧૩૯

અલબેલા આનંદ કંદ વ્હાલા લાગો છો, મ્હારા ટાળો ભવના ફંદ–વ્હાલા.
મ્હારા પ્રાણ તણા છો પ્રાણ, વાલા૦ શામળીયા ચતુર સુજાણ–વ્હાલા.
મ્હારી આંખલડીના નુર, વાલા૦ નહિં મેલું નટવર દુર–વ્હાલા.
મ્હારા નેણ તણા શણગાર વાલા૦ છો હરી હૈયાનાં હાર–વ્હાલા.
હું એવું માગું ચિત્ત વાલા૦ રહેજો રાજી મુજપર નીત–વ્હાલા.
આપો વૈષ્ણવમાં વાસ, વાલા૦ કરી કૃપા કરો નિજદાસ–વ્હાલા
પ્રેમાનંદની વિનંતિ નાથ, વાલા૦ મ્હને સહાય રાખો સાથ–વ્હાલા.

૧૪૦

રાત દહાડો રટું છું તને રામરે ત્હારી મને લ્હે લાગી
કર્યા કોટી મને લે લાગી ભગતના કામરે.–ત્હારી.
તેં તો ઈંડા આવરદા આંકીરે, ત્હારી૦ તેં તો ગજની ઘંટા ઢાંકીરે–ત્હારી.
પુતનાને પાર ઉતારીરે, ત્હારી૦ તને આવીતી નાખવા મારીરે–ત્હારી.

ધના ભગતની ખેતી નિપાવીરે, ત્હારી૦ કુબજાની કાયા દિપાવીરે-ત્હારી.
કરી શલ્યાની અહલ્યા નારીરે, ત્હારી૦ તેં તો જયદેવ નાર
ઉગારીરે-ત્હારી.
થયા બળીને બારણે ભિખારીરે, ત્હારી૦ પ્હેરી મુગટને ગણિકા
તારીરે-ત્હારી
ખાધું એઠું આહિરનું અન્નરે, ત્હારી૦ કર્યો શવરીનો મનખો
ધન્યરે-ત્હારી
આપ્યું વિભિષણને રાજરે ત્હારી૦ અમરીષની રાખી લાજરે-ત્હારી.
હરી ભજે તે ન પામે હારરે, ત્હારી૦ હરીજનનો બેડો પારરે-ત્હારી.

૧૪૧

સખી જોને ધન્ય ધન્ય વૃંદાવનકે ધન્ય વૃક્ષ વેલડીરે લોલ.
સખી જોને ધન્ય ધન્ય વ્રજની નાર સદા પ્રેમ ઘેલડીરે લોલ.
સખી જોને ધન્ય ધન્ય વ્રજનો વાસકે ધન્ય વ્રજનારનેરે લોલ.
સખી જેણે નિરખ્યા ભરી ભરી નેણકે નંદકુમારનેરે લોલ.
સખી જોને ધન્ય ધન્ય વ્રજની ભોમ ત્યાં વાલમ વીચર્યારે લોલ.
ધન્ય ધન્ય પુરૂપોત્તમ પરિબ્રહ્મ તે ઉપર પગ ધર્યારે લોલ.
ધન્ય ધન્ય નેતી ગાવે વેદ ન પામે પારનેરે લોલ.
ધન્ય ધન્ય વ્હાલો કરીને વ્હાલ બોલાવે વ્રજનારનેરે લોલ.
એ રસ ભવબ્રહ્માએ પ્રમાણ્યો વખાણ્યો વેદમાંરે લોલ
કે એરસ શુક સનકાદિક ગાયકે નારદને ગમેરે લોલ.
તે પરિક્ષતને શ્રવણે સમાયકે રૂદયામાં રમેરે લોલ.
એ રસ ભુતળ માંહી વધારયો કે નરસિંહ નાગરે રે લોલ.
તે રસ ત્રણલોકથી તારે મહાદુઃખ સાગરે રે લોલ.

જેજન એ રસને અનુસરશે કે તજી અભિમાનેરે લોલ.
તે જન ભવસાગરથી તરશે કે કરી ગુણગાનનેરે લોલ.
ધન્ય ધન્ય જોગીમુની જેને કાજ વસે જઇ વનમાંરે લોલ.
સખી દેખો બ્રહ્માનંદકે શ્યામને તે નંદ ભુવનમાંરે લોલ.

૧૪૨

હૃદય કમળના શામળજીરે, કૃષ્ણ મ્હારા ચિત્તડાના ચોર૦
મ્હારા વ્હાલા ભકતોની વ્હારે વ્હેલા આવજો રે૦
હરિ તમારી મ્હને હામ છેરે, જગદીશ તમારૂં મ્હને જોર મ્હારા૦
સંકટ વેળાના શ્રીહરિરે, શ્રીજી કરોને મ્હને સ્હાય—મ્હારા૦
રસીયા તમારા રંગની, મ્હને ચટકી લાગી છે ચિત્ત મ્હાંય૦
વિઠ્ઠલ વ્હારે આવજો, કહાન કરીએ ન રાખશો કચાશ—મ્હારા૦
અચળ તમારો આશરો, મ્હારે નથી બીજાની આશ—મ્હારા૦
અમરીષને ઉગારીઓરે, ખરો મચાવ્યો ખેલ—મ્હારા૦
સુધન્વાને સાચવ્યોરે, ટાઢું કરીને તેલ.—મ્હારા૦
સુદામાનાં સૌ સંકટ હર્યાંરે, કર્યા કનકના મ્હેલ—મ્હારા૦
પ્રહલાદની પત રાખવારે, કીધો તો સ્થંભમાં વાસ.—મ્હારા૦
ધ્રુવજીને માટે પ્રગટ થઇને, આપ્યું અવિચળ રાજ.—મ્હારા૦
માધવદાસની મા થયા રે, પુર્યા એના લાડકોડ—મ્હારા૦
શેઠ બનીને શામળા, ત્હમે હુંડી સ્વીકારી રણછોડ.—મ્હારા૦
કાળી કરૂપી કુબ્જા ત્હેને, કીધી સ્વરૂપની નાર—મ્હારા૦
શવરીના બોર વળી કરમાનો ખીચડો ખાઈ કરી ભવપાર—મ્હારા૦
મીરાંનું વિષ અમૃત કર્યું રે, પંચાળીના પૂર્યા ચીર—મ્હારા૦

શાપ પામીને શલ્યા થઇતી, તેને અહલ્યા કરી રઘુવીર—મ્હારા૦
ભાજી વિદુરની હેતે જમ્યા, તમે થયા પાંડવના દાસ—મ્હારા૦
વૃજમાં પધાર્યા વ્હાલથીરે, રમાડ્યા ગોપીઓને રાસ—મ્હારા૦
ભકતોની ભીડમાં દોડજોરે, દેવાને ભક્તિનાં દાન—મ્હારા૦
નહિંતો બીરદ જશે નામનુંરે, કપટી કહેવાશો કહાન—મ્હારા૦
મ્હારા વ્હાલા ભકતોની વ્હારે વ્હેલા આવજોરે—મ્હારા૦

૧૪૩

નેણામાં આવો રાખું મારૂં સર્વસ્વ વારી નાખું,
મારા વ્હાલા નેણામાં આવો રાખું.
હવે નિમિષ ન મેલું ન્યારા, છો જીવન પ્રાણ હમારા—મારા૦
મારે તમથી વ્હાલું ન કોઈ, રાખું જીવડલામાં પ્રોઇ—મારા૦
મારો જન્મ સુફલ તમે કીધો રૂડી રીતે મેં લ્હાવો લીધો—મારા૦
હવે પ્રભુને મારા કીધા, મેં જગપર ડંકા દીધા—મારા૦
વ્હાલા રૂદીઆમાં રાખી, તમે પ્રેમની દોરી નાખી—મારા૦
મારી પ્રીતિ તમ સંગ લાગી, હવે થઈ પૂરણ બડભાગી—મારા૦
આજ આનંદ મારે અંગે, રહો સદાય ગોવિંદ સંગે—મારા૦
વ્હાલી વાત તમારી લાગે, સાંભળતાં દુઃખડાં ભાંગે—મારા૦
જોઇ તમને જાદવરાય, મારા હૈડા ટાઢાં થાય—મારા૦
મેં લોકની લજ્જા મેલી, આજ થઇ રંગડાની રેલી—મારા૦
મળવાને મોહનરાય, મારૂં મનડું સદાય ચ્હાય—મારા૦
આજ આનંદ અધિક વધાર્યા, મારા જન્મો જન્મ સુધાર્યા—મારા૦
વ્હાલા જાણી તમારી રીતિ, હવે પ્રેમ સખી જગ જીતી—મારા૦

૧૪૪

અબના સુનુંગી તેરી બાંસુરીકી તાન,
બાંસુરીકી તાન મેરો હોત ભયો નુકસાનરે.—અબના.
સુનકે તેરી બાંસુરી મેં બહોત ભઇ હેરાન,
લોકલાજ સબ છુટ ગઇ અબ રટતી કહાન કહાનરે, અબના.
બાંસુરીકી તાનમેં મેં ભૂલી ખાનપાન,
આઠ પહોર ઉંઘત નાહીં લાગ રહ્યો તેરો ધ્યાનરે —અબના.
ખટકત ઉર બાંસુરી મોહે સુજત નાહીં આન,
હોત દરદ મીલનકે કાજ નીકસત નાહીં પ્રાનરે.—અબના.
બાંસુરી મેરી પાંસુરીમેં ખટકત માનું બાન,
પ્રેમાનંદકે નાથજી મોહે જાદુ કીનો જાનરે —અબના.

૧૪૫

આજ પ્રગટ હરિ મુજને મળ્યારે લોલ કંઇ કહ્યામાં ન આવે વાત
મારી બેન-પ્રગટ.
આજ દીનબંધુ અઢળક ઢાળ્યારે લોલ એતો પુરૂષોત્તમ સક્ષાત-મારી.
એતો પ્રકૃતિ પુરૂષથી પર છેરે લોલ એતો અક્ષરતણાં આધાર-મારી.
એને નારદ સારદ સૌ નમેરે લોલ એનો નિગમ ન પામે પાર-મારી.
એતો રાજાધિરાજપણે રાજતાંરે લોલ પોતે ત્રિભુવનપતિ ભગવાન-મા.
એતો સુરનર મુની શીર છાજતાંરે લોલ મનમોહન રૂપનિધાન-મારી.
મહા મુક્ત પૂજે છે જેની પાદુકારે લોલ એવા પરમ પુરૂષ મહારાજ-મા.
જેને અળગા ન મેલે રમા રાધિકારે લોલ એવા દુર્લભ સુલભ થયા આજ
નરદેહ ધર્યો કરૂણા કરીરે લોલ લીધો ભૂમી ઉપર અવતાર-મારી.
પ્રેમાનંદના સ્વામિ આજ શ્રી હરિરે લોલ મુક્તિ આપી કરે ભવપાર મા.

૧૪૬

વાહ કાન તારી મોરલી મનહારી, મનહારી મને લાગે પ્યારી—વાહ.
વાંસળીએ ત્રણ લોક મોહી રહ્યા ધ્યાન દીએ ધારી ધારી—વાહ.
ધ્યાન તજી શિવજી શ્રવણમાં લાગ્યા, બંસી બહુ ચમત્કારી—વાહ.
દેવ રૂષી દિગ્મૂઢ બની ગયા ધન્ય કાના બંસી ભારી—વાહ
ઝાડ હાલે નહિં પશુઓ ચરે નહિ પક્ષી કરે નહિ કીકીયારી—વાહ.
કહાન ભગવાન એવી બંસી સુણીને સર્વસ તમપર નાખું વારી—વાહ

૧૪૭

મોહનજીરે લટકે લગની લાગી, મારા ભવની ભાવટ ભાગી
મોહનજીરે પ્રેમે મંદીરીએ આવજો, મારી બુડતા બાંવડી ઝાલજો.
મોહનજીરે મમતા મારી મારજો, તમે ત્રિકમ ત્રિવેણીમાં તારજો.
મોહનજીરે દાસી થઇ છું નંદનંદની, હરિ ફાંસી ટાળો જમફંદની.
મોહનજીરે મારી તે પુતના માસી, વળી કુબ્જા કંસની દાસી.
મોહનજીરે પંચાળીના ચીર પુરીઆ, આજ ઓધારી લેજો અધુરીઆ
મોહનજીરે બળતા બચાવ્યા ભકત લાખમાં, દુર્યોધન રોળ્યો રાખમાં.
મોહનજીરે મામા તે કંસને મારીઓ, આંગળીએ ગોવર્ધન ધારીઓ.
મોહનજીરે ગોપીઓને રાસ રમાડતા, તમે ભકતોને લાડ લડાવતા

૧૪૮

જીવન સુધાર્યાં છૈયે નંદને હો બેની મારાં જીવન સુધાર્યા છૈયે નંદને.
આરે ગોકુલીઆમાં ભલે અમે અવતર્યાં નિત્ય નિત્ય જોવા કૃષ્ણચંદને હો.
દુર્લભ દર્શન દેવ મુનીને સુલભ થયાં છે વ્રજવૃંદને–હો બેની મારાં જીવન.
દર્શન દઇ વ્હાલે દુષ્કૃત કાપ્યાં ઉતાર્યાં પાર ભવફંદને–હો બેની મારાં.
પ્રેમાનંદ કહે મહાસુખ પામ્યાં નીરખી આનંદકંદને–હો બેની મારાં જીવન

૧૪૯

વ્હાલે મોરલી વજાડીને મનડાં હર્યાં વ્હાલે મનડાં હર્યાં વ્હાલે
મનડાં હર્યાં–વ્હાલે.

બેહદ નૌતમ વેણુ વજાડી શબ્દ સુણાવીને જાદુડાં કર્યા–વ્હાલે મોરલી.
જગજીવન મોરલીના નાદે અંતરમાં અજવાળાં કર્યા–વ્હાલે મોરલી.
શ્યામ સુંદરનું મુખ નીરખતાં ભવના દુઃખડા દુઃરથયાં–વ્હાલે મોરલી.
આનંદ સહિત થયું સુખ અંતર એક જીભે નવ જાય કહ્યાં વ્હાલે મો.
ઘાયલ થઇને હુંતો ઘેલી ફરૂં છું શું જાણું જે માંહી મંત્ર ભણ્યાં–વ્હાલે.
ઔષધમુળી અંગ ન લાગે કોટી કોટી મેંતો વૈદ કર્યાં–વ્હાલે.
રૂપ અલૌકિક જોઇને સજની બ્રહ્માનંદના વ્હાલાને વર્યાં-વ્હાલે મોરલી.

૧૫૦

કોણે વગાડી વાંસળી આનંદમાં કોણે વગાડી વાંસળી.
કોરી મારી કલેજાની પાંસળી આનંદમાં કોણે વગાડી વાંસળી.
વાંસળી વગાડનાર પ્યારો મને લાગે સાંભળું છું સાદ વળી વળી–
આનંદમાં કોણે.

કામકાજ મને કંઇ નથી ગમતું દુઃખ જાય દર્શનથી ટળી–આનંદમાં કો.
ઘડી ઘડી નીરખી રહીછું ગોવિંદને વ્હાલાના પ્રેમમાં હું ભળી–આનંદમાં.
વાંસળીને સ્વરે દેવલોક રહ્યા ડુલી મહાદેવ સમાધિ ગયા ભુલી–આનંદમાં
વ્હાલાની બંસી અલૌકિક વાગી ગઇ ચૌદ ભુવનથી આઘી–આનંદમાં.
રમે રાસ મનોહર રંગ ઉમંગે ગિરિધર ગોપીઓને સંગે–આનંદમાં.
વલભના સ્વામિ લળી લળી પાય લાગું જન્મો જન્મ એજ માગું–આ.

૧૫૧

સુની સુની ઓધા આવત હાંસી, કહાં વે બ્રહ્માદિકકે ઠાકુર કહાં કંસકી દાસી
ઇંદ્રાદિકકી કોન ચલાવે શંકર કરત ખવાસી, નિગમ આદિ બંદીજન
જાકે શેષ શીશકે વાસી.
જાકે કમલા રહુન નિરંતર કોન કરે કુબી જાસી,
સુરદાસ પ્રભુ દ્રઢ કરી બાંધે પ્રેમ પુંજીકા વાસી

૧૫૨

પ્રગટ્યા પ્રભુ વામન અવતાર,
અદિતિ આશ્રમમાં અલબેલા શો અદભૂત આકાર,–પ્રકટ્યા પ્રભુ.
દેવ દુંદુભી વાગ્યા ડીમ ડીમ જય જય થયા ઉચ્ચાર,
સુરો સ્તવે બંદી બીરદાવે થઇ રહયો યૈ યૈ કાર,–પ્રગટ્યા.
કુસુમ વૃષ્ટિથી કશ્યપ આશ્રમ છાઇ રહયો તે વાર,
સ્વર્ગ થયું ત્યાં સર્વે ભેળું સેવવા નીજ સરકાર.–પ્રગટ્યા.
અદિતિ ઉર આનંદ માય નહિ નીરખે વારંવાર,
સહુને દર્શન દઇને શ્રીવર થયા બટુક આકાર.–પ્રગટયા.

૧૫૩

નામ બસે ઉર જાકે પ્રભુજીકો નામ વસે ઉર જાકે,
ત્રિભુવનકો સુખ તહાં ચલી આવે સકલકી મંગલ તાકો.
એસા હરીજન જહાં વિરાજે પાવન કરે વસુધાકો,
જન દેવા હરી હરી જે ઉચરે ધન્ય ધન્ય કહીયે તાકો.

## ૧૫૪

નેહુ લાગ્યો નંદ નંદનસો અબ કૈસે લાજ રહે મોરી સજની,
યહુ અખિયાં અબ રહ ન સકત હૈં દેખે બિના વ્રજરાજરી સજની.
અટકે નૈન માધુરી મુસકન ભુલ ગયે સબ કાજરી સજની,
દેહ ગેહકી સુધ બીસરાની રહો ગિરો ભાવે આજરી સજની.
લોક લાજ કુલ કાન છુટગઇ લવા નિરખ જ્યોં બાજરી સજની,
મયારામ અબ ઓટ ન કોઉ જ્યોં ખત સિંધુ જહાજરી સજની.

## ૧૫૫

ચાર બરનમેં સોઇ બડા જીને રાધાકૃષ્ણ રટા રટા,
કાહેકો જોડે માલ ખજાના કાહેકો છાવત ઉંચી અટા.
જબ યમકી તબલી આવેગી છોડ જાય સબ લટા પટા,
યહ દમ હીરાલાલ અમોલીક પલ પલ જાતા ઘટા ઘટા.
વહા આયા કૌલ કરાર કર યહાં ફીરતા તું નટા નટા,
અપને કુટુંબકો ઐસા દેખે પલક ઉઠાયે પટા પટા.
જબ તેરા હંસા ચલ્યા જાત હૈં છોડ જાય તુ રાજપટા,
યહ સંસાર મતલબકા ગરજી બાતા કરતા ઝુંઠ મઠા;
સંદ્ર સખી ભજ બાલકૃષ્ણ છબી કાનન કુંડલ મુકુટ જટા.

## ૧૫૬

પરથમ વરણાશ્રમ ધર્મ પાલતા, કીધા જપવ્રત દાન અનેક જીવ્યું ધન તે.
તેથી હરી ભકિત ઉર ઉપની, જાણો સાચો સ્વામી એક જીવ્યું.
તેણે તીવ્ર વૈરાગ પ્રગટ થયો, ગઇ ભોગ વાસના દુર જીવ્યું.
એક મોક્ષની ઇચ્છા મન વિષે, બીજી કાંઇ ગમે નહિ વાત જીવ્યું.
હીંડે જ્ઞાન ગગનમાં મલપતા, છુટયો મોહ માયાનો પાસ જીવ્યું.

વસે અડસઠ તીરથ અંગમાં, દેવ ઓચરે જય જયકાર જીંગ્યું.
પરાપાર તે વરતે પ્રેમમાં મુખે બોલે અમુલખ બોલ જીંગ્યું.
દીસે દેહવંત જડબુદ્ધિને, પોતે ત્રણુ દેહને પાર જીંગ્યું.
દીસે ખાતાં પીતાં બોલતાં, છે નિરંજન નિરાકાર જીંગ્યું.

૧૫૭

સંતો આવો અમારા દેશમાં જો,
શાને ભટકો છો ફોગટીઆ વેશમાં જો સંતો.
જ્યાં શોક રોગ મૃત્યુ ભય નહિં કદા જો,
બ્રહ્માનંદ સુખ વરતી રહ્યું સર્વદા જો સંતો.
કાયા કલેશ દોડધુમ ન કરવી પડે જો,
જ્યાં જોઇએ ત્યાં સ્વામી સન્મુખ જડે જો સંતો
બધા વિશ્વમાં વિરાજે નાથ અમતણો જો,
રક્ષા કરવા નિજજનની આતુર ઘણો જો સંતો.
જેની બ્રહ્માદિક દેવ આશા કરે જો,
કામક્રોધ ચોર દુરથી નાઠા ફરે જો સંતો.
એવા દેશમાં આવવાની આશા કરો જો,
સદ્‌ગુરૂજીને શીશ ચરણે ધરો જો સંતો.

૧૫૮

અમે હરિગુણ ગાતાં ફરવાનાં હવે નથી કોઇથી ડરવાનાં—અમે.
આ અવસરમાં નિશ્ચય કીધો વિઠલ વરને વરવાનાં—અમે.
જ્યાં જ્યાં હોય સંત સમાગમ ત્યાં ત્યાં નિશ્ચય ઠરવાનાં—અમે.
લોક લાજ મરજાદ તજીને સેવા સ્મરણ કરવાનાં—અમે.
દાસ કહે પ્રભુપ્રેમ ભક્તિથી હૈયું અમારૂં ભરવાનાં—અમે

૧૫૯

ભક્તિ મુકિતની નીસરણી પૃથિવ ઉપરે રે,
ભકિત ભાવવિના નહી કોઇ પામ્યા પાર.
ભકિત ભવસાગર તરવાનું નૌતમ નાવછે રે,
ભકિત સ્વર્ગાદિક સુખ શાંતીનું છે દ્વાર ભકિત.
ભકિત પરમાનંદ પ્રભુની પ્રેમે સાધતારે,
કોટિક કિલ્મીસ ને દુઃખ જન્મ મરણ જાય ભકિત.
નીર્મળ અંતરમાં આભાસે સુંદર શામળો રે.
ભકિત વશ થઇ વ્હાલો પ્રગટે અંતર માંય ભકિત.
ભકતાધિન પ્રભુ રહે નીત્ય નિરંતર ભકતમાં રે.
અડસઠ તીરથ પણ હરી જનમાં હાજર થાય ભકિત.
શીવ બ્રહ્માને શ્રીજી આવે ત્યાં ઉતાવળા રે.
પ્રેમે પ્રભુ ભજવા જયાં ભગવતી ભકતો ભરાય ભકિત.
એવી ભકિત છે શીર સાટે દુર્લભ દેવની રે.
ભકિત અધમ ઉદ્ધારણ તારણ આ જુગમાંય ભકિત.
ભકતો ને પ્રભુજી ભકિત એ ભવો ભવ આપજો રે.
જેથી પ્રેમે અહર્નિશ ગોવિંદ ગુણ ગવાય ભકિત.
ભકિત મુકિતની નીસરણી પૃથિવ ઉપરે રે.

૧૬૦

જનમ્યા ભગવતી ભકતો ધન્ય ધન્ય ભૂમી ઉપરેરે,
જને પાવન કીધા દેશ વિદેશ વિશાળ-જનમ્યાં.
પાવન કીધા છે પોતાના કુળ સો સામટાંરે,
પાવન કીધા પામર જન મન તન તતકાળ.-જનમ્યા.
તીરથ આશ્રમને જલ પૃથ્વી પાવન સંતથીરે,
પાવન પશુ પંખીન વૃક્ષ થયા વિખ્યાત.-જનમ્યા.

ભગવતી ભક્ત પધાર્યા જ્યાં જ્યાં પુરણ પ્રીતથીરે,
ત્યાં ત્યાં પુરૂષોત્તમ પ્રભુ પ્રેમે પધાર્યા સાથ.–જનમ્યા.
હરીજન હૈયામાંથી હરીને ક્ષણ નહીં ભુલતાંરે
હરી હરી રટણ કરે તે જીભે સ્વાસોશ્વાસ–જનમ્યા.
ભગવત જશ ને ગુણ આ જુગમાં બહુ જણાવતાંરે
કીધા ત્રીકમ માટે તન મન ધન કુરબાન.–જનમ્યા.

૧૬૧

આદ્ય ઇશ્વરીને પ્રેમે પાય પૂજીએરે લોલ
કરી જ્ઞાન ધરી ધ્યાન બેશ બુજીએરે લોલ.
ભોમા વૈકુંઠ ભવાની એક છે ભલીરે લોલ
નિગમ ચારના વિચારમાં તે ના કળીરે લોલ.
નહિ પૃથ્વિ, પવન પાણી, દેવ, દાનવીરે લોલ.
જીવ જંતુ, ઝાડ, પહાડ, નાદ માનવીરે લોલ.
અલબેલી તો અખંડમાં રહ્યાં રમીરે લોલ.
સૃષ્ટિ સરજવાની વાત માતને ગમીરે લોલ.
પુરુષ પ્રકૃતિને રૂપે થઇ પાધરીરે લોલ
પ્રધાન પુરૂષ બની મહત થઇ ઇશ્વરીરે લોલ.
દક્ષ ઘેર પ્રથમ દેહ ધર્યો દેવીએરે લોલ.
માનાં ચરણ શરણ નિત્ય નિત્ય સેવીએરે લોલ.
મચ્છ કચ્છને વરાહ રુપ ધારણેરે લોલ.
નરસિંહ બની ભક્ત કેરે કારણેરે લોલ.
ભૃગુ પતિ પણે હાથ પરશી ધરીરે લોલ.
ક્ષત્રી શસ્ત્ર તળે કાઢીઆ ફરી ફરીરે લોલ.
રામરૂપ ધરી રાજકાજ કામમાંરે લોલ.
રાવણ આદિ દૈત્ય માર્યા ઠામ ઠામમાંરે લોલ.

બાળા વામન થઈને બાંધ્યો ત્હેં બળીરે લોલ.
ત્રણ લોક ત્રણ ક્રમમાં લીધાં છળીરે લોલ.
કૃષ્ણ રૂપ ધર્યું કેવું કળી કારણેરે લોલ.
વૃજવાસી વનિતાને બેઠી બારણેરે લોલ.
બુદ્ધ નામ ધરી બેઠી બાળા સુંદરીરે લોલ.
કલિ અંતમાં કલંકી રૂપને કરીરે લોલ.
કોઇ ઠામ માત રૂપને બેઠાં ઠરીરે લોલ.
કોઇ ઠામ તાત રૂપને ધરી કરીરે લોલ.
ભુત પ્રેતને પીશાચ દુર ડાકિણિરે લોલ.
નામ સાંભળીને નાશ પામે શાકિણિરે લોલ.
કલિ માંહી કાળીદાસને કીધો કવિરે લોલ.
ભાખી વાત ભોજ આગળે નવિ નવિરે લોલ.
ગાય શીખે સુણે સાંભળે આનંદમાંરે લોલ
ગણપત કહે નાવે ભવ ફંદમાંરે લોલ.

૧૬૨

રમે તેવ તેવડી જોગ માયારે ગરબે ઘુમે છે જેને નામે પાવન થાય કાયા-ગ.
અંગે કિધાં છે શોળ શણગાર ગરબે, થાય રંગમાં થૈ થૈ કારરે-ગરબે.
નવ દહાડા રમે નવરાતરે ગરબે, ભાવે ખેલીને બહુ વિધ ભાતરે-ગરબે.
રમે આનંદ વનમાં રાસરે ગરબે, માંહિ નાચે બ્રહ્મા અવિનાશરે-ગરબે
શિવ ડમરૂ વગાડેને ગાયરે ગરબે ત્યાં નવલા નાટા રંગ થાયરે-ગરબે.
નાચે વિષ્ણુને વેણું વગાડે ગરબે, મહાલક્ષ્મીજી તાળી પાડેરે-ગરબે.
ચાર વેદનાં ગાન સંભળાયરે ગરબે, માંહિ નારદ તુમરૂ વાયરે-ગરબે.
રમે ઉરવશી મેનકા પિતામ્બરીરે ગરબે, ચાલે ઠમકે ને ઘમકે ઘુઘરી-ગ.
નવ દહાડા નવરંગ થાયરે ગરબે, દાસ શિવરામ વિનંતી ગાયરે-ગરબે

# પ્રભુ પ્રાર્થના.

### પદ

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ, સૌનું કરો કલ્યાણ (ટેક)
નરનારી પશુ પક્ષીની સાથે, જીવ જંતુનું તમામ—દયાળુ.
જગના વાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠો જામ—દ.
દુનિયામાં દરદ દુકાળ પડે નહીં, લડે નહીં કોઇ ગામ—દયાળુ
સર્વે જગે સુખકારી વધે ને, વળી વધે ધનધાન્ય—દયાળુ
કોઇ કોઇનું બુરૂં નવ ઇચ્છે, સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ.
પોત પોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન—દયાળુ

---



---


પ્રિન્ટર:—અમરચંદ લખમીચંદ બૈદ,
શ્રી હિન્દ લક્ષ્મી પ્રેસ, કાલબાદેવી રોડ, મુંબઇ, ૨.